# ભાગ છઠ્ઠાની પૂર્વણી.

વાંચક ! આપણે છઠ્ઠા ભાગમાં ગુણનીધી, અજીત નટવર અને લ્હેરને કનકાવતી અને મીઠુલા નગરીના પ્રદેશની વચ્ચેથી એક મેકથી છુટા પડતાં જોયા છે. ગુણનીધી આ ત્રણેથી છુટા પડીને મનમાં વીચાર કરતો કરતો કનક નામની એક ગુફા આગળ આવી ચઢયો. હવે ત્યાં શું બને છે તે તું વાચક ! એક ધ્યાનથી જો

## પ્રકરણ ૯ મું.

## કનક ગુફાનો નાશ.

'સંધ્યા સુહાગી ઠેરી રજનીકોદ્વાર ઘેરી
સંધ્યા સલુણી સબ રૂતુઓકી રાની હૈ.'

સર્વ રૂતુની પટરાણી સંધ્યા ખીલી રહી છે. સર્વ રૂતુઓની રંગીન પટકુળ આ સંધ્યા રાણીએ ધારણ કર્યા છે. કામદેવ પણ અત્યારે સંધ્યા રાજ્ય રાણીનો દાસ બની શાંત થયો છે. આ વખતે મનમથની કનક ગુફા પાંસે અનેક નૌ યૌવન બગીચો ખીલી રહ્યો છે. આ ઉજડ પ્રદેશની માટીના ભયંકર જેવા દેખાતા કાળા રંગમાં આ સોનેરી લીલવણી કોઇને પણ

૧

બનાવટીજ જણાય. કારણ સમુદ્ર પાસે આવી અયોગ્ય ભુમીપર આ નવયૌવન વૃક્ષ લતીકાથી ભરપુર બગીચો જેમ રાક્ષસના સમુદાયમાં કોઈ કોમળ સુંદરી ઉભેલી હોય તેવો દેખાય છે. આ બગીચાની દક્ષીણ દીસાએથી એક અબધુત યોગી બગીચા તરફ વીશ્રાંતી લેવા આવતો જણાય છે. આ બગીચાને આ સ્થળે જોઈ, યોગીએ લલકાર્યું.

'અજબ તેરી નગરી અજબ તેરા ખેલ
છછુંદરકે શીરપેં ચંબેલીકા તેલ.'

મહાન રાજેશ્રી અને દેવાંગનાઓ રમણ કરવા લાયક આ રમ્ય વાટીકા આ સ્થળે શા કામની. વાહ પ્રભુ! તારી લીલા અજબ છે. પ્રભુની પ્રભુતામાં દોષ કહાડનારજ મુર્ખ ગણાય છે, પરંતુ કુદરત આવાજ સંયોગ મેળવતો જણાય છે.

' રચ્યું જગત બધું તે વીધી ભુલ શી તેં આ કરી
જે, ફળ વીના નારી સ્તનને કીધા આમ્રફળમાં
.... .... .... .... ધરીએ '

શું આ કહેનાર કવીની કાંઈ ભુલ જણાય છે? કદી નહીં. જો કે જુના કવી શ્રંગારની બાબતમાં બહુજ ખુલા દીલના અને રસીક જણાય છે, તોપણ એમાંથી વીષયીદોષ બાદ કરીયે તો એની કલ્પનાનું સત્યપણું સબળ દેખાય છે. આ બગીચો પ્રભુજીએ આ સ્થળે ખાસ મારીજ, વીશ્રાંતી માટેજ દયા કરી જાણે કેમ ન રચ્યો હોય! ચાલ ત્યારે ત્યાં જઈ, સહેજ આરામ કરૂં. આમ બોલતો તે અવધુત બગીચાના દરવાજામાં દાખલ થયો. બગી

ચાની ચોકી કરનાર કે રક્ષણ કરનાર કોઈ દેખાયું નહીં. તેમ કોમળ પુષ્પ વૃક્ષનું પોષણ કરનાર પાણી રૂપી અમુલ્ય તત્વના વહેતા વેગનો શેરડો પણ કયાંય ન દેખાયો. આ જોઇ અબધુત વીશેષ આશ્ચર્ય પામ્યો, અંદર અંદર કોઇ બગીચાના રક્ષકની શોધ માટે જવા લાગ્યો. પરંતુ કોઈપણ માણસ નજરે ન પડયું. એટલામાં એક મણી કંકરની પાળથી બાંધેલો હોજ દેખાયો, તેનો વીસ્તાર મહોટા તળાવ જેટલો હતો. આ હોજમાં નજર કરતા કાંઠાપર હોડી દેખાઇ, અને તે હોડીમાં એક સુંદરી હાથમાં સીતાર લઇ, કાંઇક અજબ ધ્યાનમાં બેઠી હતી. એક બાજુ હોડી ચલાવવાના હલેસાં પડયા હતાં, પણ ત્યાં કોઇ હોડી ચલાવનાર પુરૂષ નહોતો, આ જોઈ દયા હૃદયથી ગુણનીધીને વીચાર થયો કે, “ અરેરે ! આ કોમળ બાળા આ કઠોર હલેશાં શી રીતે ખેંચી શકિત હશે. તેના મદદગાર પણ કોઇ જણાતા નથી, વળી તે કાંઈ ઉંડા દુઃખમાં હોય એમ લાગે છે, તો મારી ફરજ છે કે સ્ત્રી અને તેના જેવા લાચારનું રક્ષણ કરવું.’ આ વીચાર આવતાં, અબધુત હોજના કાંઠાપર ગયો. સુંદરીએ પોતાની તરફ આવવા નીશાન કરી, અને સતાર એક બાજુ રાખી હલેસાં ચલાવતી પાળપર આવી લાગી.

**અબધુત**—કોમળ બાળા આપ અહીં એકલાજ કેમ છો ? વળી આ બગીચામાં પણ કોઈ માણસ દેખાંતું નથી આ સર્વનો ભેદ શુ છે.

**સુંદરી**—રસીક પુરૂષ ! તમે યોગીનો વેષ ધર્યો છે છતાં તમારી મુખ મુદ્રા દરશાવે છે કે તમે હજી સંસાર નથી

ત્યાગ્યો. એ સ્પષ્ટપણે જોતાં આપણી તરફ મારી લાગણી ખેંચાઇ છે. મહાપુરૂષ અહીં કોઈનો પણ ડર નથી. તેમ આપ મારી સાથે આવશો તો દુનીયામાં ઉત્પન્ન નહીં થયો હોય એવો અમુલ્ય આનંદ આપીશ.

**અબધુત**—સુંદરી! તારા કહેવામાં કેટલી સત્યતા છે તેનો ભેદ તને પુછેલા સવાલનો જવાબ આપવાને બદલે આવી વાત કરવાને લીધે ભુલી જાય છે.

**સુંદરી**—આપની એ અટકળ સાધારણ દુનીયામાં વસતા માટે સત્ય હશે, પણ આ નીર્જન વનમાં એકલી અટુલી ગભરાયેલી સ્ત્રી માટે તો તદ્દન જુઠી છે. આપ મારી વીનાતી નો સ્વીકાર નહીં કરો તો તે માટે તમોને કાંઈ બંધન નથી. તેમ તમારા સવાલનો જવાબ આપવાથી પણ મને શું ફાયદો ?

**અબધુત**—હું તો તારા હીત ખાતર કહું છું.

**સુંદરી**—અને હું પણ તેમજ કહું છું.

**અબધુત**—મારૂં હીત કરવાની તારી શી શકિત છે ?

**સુંદરી**—શું મહાત્મા જેવા દેખાતા પુરૂષોજ દુનીયાને ટકાવી રાખી છે ? રાજેશ્રી અબધુત એમાં આપની ભુલ થાય છે. સ્ત્રીની શકિતથી આપ પુરતા વાકેફગાર નહીં હોય એમ આપરથી મને તો જણાય છે.

**અબધુત**—હશે, પરંતુ અત્યારે તો તારી સાથે વાદ વીવાદ કરવા કરતાં તારૂં કાંઇપણ શ્રેય થતું હોય તો તે કરવાને હું તૈયાર છું.

**સુંદરી**—તમારી એવી ઉપલક મદદ મારે નથી જોઈતી, તમારા જેવા ત્યાગી વૈરાગી ભમતાં ભટકતાં ઘણાએક અહીં આવી ગયા છે

**અબધુત**—પણ એટલું બધું ઢવાકું બોલી, તું કરવા શુ માગે છે.

**સુંદરી**—તેની હવે તમારે શું પંચાત.

**અબધુત**—ખેર કાંઇ નહીં. આ બગીચો જો કે તારોજ છે એમ તારી વાતપરથી જણાય છે, તો તેમાં થોડો વખત આરામ લેવાની મને રજા છે?

**સુંદરી**—બીલકુલ નહીં, કૃતઘ્ની પુરૂષની પર દયા કરવી મને રૂચતી નથી.

**અબધુત**—અહો આટલી સત્તા, મારી નમ્રતાનો આવો ગેરઉપયોગ

**સુંદરી**—પોતાનો દોષ બીજાને લાગુ પાડનાર તમારા જેવા વીરતો આજેજ જોયા છે.

**ગુણ૦**—બોલકી બાળા તારામાં રહેલો મોહ મને કદીપણ ભેદી નહીં શકે. હા જો કે મોહીની કરતાં તું વધારે આકર્ષણ કરનારી રૂપવતી છે, તોપણ મારામાં મોહનો નાશ પામ્યો છે.

આ શબ્દો સાંભળતાં સુંદરી અને હોડી એકદમ ગુમ થઇ ગયા. સરોવરને ઠેકાણે કાળી મટોડી ઉડતું મેદાન નજરે આવ્યું, અને બગીચાના નવપલ્લવ વૃક્ષને ઠેકાણે પર્વતની નાની નાની ટેકરીઓ દેખાઈ. આ જોઈ ગુણનીધી આશ્ચર્ય પામ્યો.

**ગુણનીધી**—સમજ્યો. દીવ્યશકિત આપનું મોહજીત શસ્ત્ર અનીવાર્ય છે. તેમાં મેં પહેલીજ ફતેહ મેળવી છે. વાંચક! આ અબધુત બીજો કોઇ નહીં પણ આપણી વાર્તાનો નાયક ગુણનીધી છે. મનમથે ગુણનીધીને મોહમાં ફસાવવા માટે આ બગીચો ઉત્પન્ન કર્યો હતો, પરંતુ ગુણનીધીની મોહજીત વૃતીથી મનમથની આ આશા ધુળ વળી ગઈ.

## પ્રકરણ ૧૦ મું.

# એક કરતાં બે ભલા.

પ્રિય વાંચક ! આ કનક ગુફા નામનો એક પ્રદેશ છે, અને તે પ્રદેશના પહેલાં તખતાપર ગુણનીધીએ દેખાવ આપ્યો હતો ત્યાં શું ચમત્કાર બન્યો હતો તે તારી નજરે જોયા છે.

ગુણનીધીને અબધુતના સ્વરૂપમાં જોઈ તને અજાયબી લાગશે, પણ આ સાહસીક અને જોખમી મુસાફરીમાં આવો વેશ

કેટલો ઉપયોગી થાય છે તેનો અનુભવ આવી કરડી મુસાફરી કરનારા પ્રવીણ પ્રવાસીજ જાણે.

અવધુત વેષમાં ગુણનીધીએ જે ચમત્કાર જોયો હતો તેથી પ્રદેશ માટે તેને વધારે ચેતતું રહેવાની જરૂર પડી. અહો ! કાળ મહા શકિતનો જાપ જપતો ગુણનીધી આગળ વધ્યો. કનક ગુફાની ખીણ હતી, જેથી ગુણનીધીને ચાલવું ઘણું મુશકેલ લાગ્યું, તોપણ એ સાહસીક પુરૂષ આગળ વધ્યો. એટલામાં એક મોટી ખીણ આડે આવી તેમાં ઉતરી શકાય તેમ નથી. તેમ તે પાર કરવાનો કોઈ સરલ રસ્તો પણ નથી. જેથી એ ખીણને કાંઠે કાંઠે ત્રાંસમાંજ ચાલવું પડવું. આ ખીણ ફરી ફરીને કનક ગુફાના પશ્ચીમ ભાગમાં આવી, ગુણનીધી ખીણને કાંઠે ચાલતો હતો, પણ તેનું સઘળું ધ્યાન એ ખીણમાં હતું. ઘણીજ તીવ્ર દૃષ્ટીથી જોતાં આ ખીણમાં ગુણનીધીને કાંઈક અજાયબી લાગી. એટલામાં કનકગુફાની બરાબર પશ્ચીમે જયારે આવી લાગ્યો, ત્યારે ખીણમાં પુરતો પ્રકાશ પડ ાથી નજર કરી તો એ ખીણ કોઈ મોટા શહેરનો રસ્તો હોય, તેવો જણાયો. આ ઠાઠ માઠથી ભરપુર રસ્તો જોઈ, ગુણનીધી અતી અજબ થયો. તે રસ્તાપર જવા માટે આજુ બાજુ ખીણમાંથી ઉતરવાનો કાંઈપણ ઈલાજ શોધવા લાગ્યો. એટલામાં એ ખીણને રસ્તે જતા એક માણસની નજર ગુણનીધીપર પડી, તેણે હાથની ઇસારતથી ઉતરવાની મનાઈ કરી, પણ ગુણનીધી એની મનાઈપર કયાં ધ્યાન આપે તેમ હતો. એ માણસે ઈસારતથી ત્યાંજ ખોટી રહેવા કહી બીજી તરફ દોડતો ગયો. આ જોઇ, ગુણનીધીની ખાત્રી થઈ

કે, વળી કાંઇ નવી ઉપાધી જાગશેજ. પણ ધીર અને ગંભીર પુરૂષે એની કાંઈ દરકાર કરી નહી. ગુણનીધી ખીણમાંથી ઉતરવાને હજુ તો ફાંફાં મારે છે. એટલામાં ખીણને રસ્તેથી જનારો માણસ વલાણમાં થઇ ઉપર આવ્યો. આ માણસનું શરીર કાંઈક વીચીત્ર એબવાળું દેખાતું હતું. આવા એબવાળા પુરૂષને જોઇ, ગુણની ધીને તેનાપર વીશ્વાસ કરતા આંચકો લાગ્યો, પણ આ સમયે લાચારીથી તેની સાથે પણ સંબંધ બાંધવાની ફરજ પડી. એ વીચીત્ર માણસે આવતાંજ સવાલ પુછયો કે, ભલા માણસ તું મહાત્મા થયો છે, છતાં જાણતો તો કાંઈ નથી. આ કનક ગુફાના માલેક કનકસીંહજી કનકાવતી નગરીના રક્ષણ અર્થે અને તેમાં રજા વગર કોઇપણ દાખલ ન થઇ શકે, એવી આ નગરી ઉપર ડુંગર ટકાવી રાખવાની રચના કરી છે, તે જોતો નથી. હા જો કે, તું અજાણ્યો હઇશ તોપણ આવા જોખમમાં પડવા પહેલાં તારે વીચાર કરવાની તો જરૂરજ છે.

**ગુણનીધી**—ભલા ભાઇ! તેં આ ખબર આપી, તેથી તારો ઉપકાર માનુ છું. પણ કહે તો ખરો કે તેં મને બચાવવા આટલી મહેનત શામાટે કરી.

**ટેકસીંહ**—જો કે દુનીયા આખી સ્વાર્થની સગી છે. તેમ તું ને હું, પણ કોઈ પરદેશી સાથે મારે કામ છે, ત્યારે રસ્તે ચડવા તારે મારી ગરજ છે. તો આપણે સરખે સરખા મળ્યા, હવે આપણે બંને આપણી વાતનો સાચો ખુલાસો કરવો જોઇએ.

**ગુણનીધી**—હા ભાઈ એ તારૂં કહેવું સાચું છે. બોલ તને શી ઉપાધી છે કે, તેમાં મારી મદદ જોઈએ છે.

**ટેકસીંહ**—હુ આ કનકસેન રાજાનો ખાસ દુશમન છું. એનું કારણ મારી સ્ત્રીને કનકસેનની તાબાના કનકગુફામાં રહેતો મનમથ જાદુગાર હરી ગયો છે. જેથી તેનું વેર લેવા તલપી રહયો છે. જો તું મારા કામમાં મદદ કરવા વચન આપ તો તને અહીંથી સરખે રસ્તે પાડું.

**ગુણનીધી**—ભલા માણુસ! હું તો અજાણ્યો પરદેશી છું. તને મારાપર વીશ્વાસ કેમ આવે છે.

**ટેકસીંહ**—દુશમનનો દુશમન તે મીત્ર. તેમ આ કનકસેનની હદમાં દાખલ થનાર તું કનકસેનના હુકમના અપમાનથી તેનો દુશમનજ છે. તેથી આપના જોગ સરખો મળી ગયો. હવે તારી શી ઇચ્છા છે તે કહે.

**ગુણનીધી**—મારી ઇચ્છા એજ છે કે, આ પ્રદેશમાં તો શું પણ આખી દુનીયામાં કોઈપણ અન્યાયથી દુઃખી થતો હોય તો તેને મારા પ્રાણ સાથે મદદ કરવી.

**ટેકસીંહ**—વાહ! તું તો ખરો અબધુત!!

**ગુણનીધી**—અને તું પણ બેડોળ છતાં ખરોજ દુઃખી માણુસ નીવડયો.

**ગુણ**—તારા મગજમાં ભરાયેલો વહેમ ખસે તેમ નથી તો ખેર ચાલ કનકસેનની નગરીના દરવાજા સુધી તુમને લઈ ચાલ.

**ટેકસીંહ** વારૂં! વારૂં! તે મારી કયા ના છે આ તો જે સરખો અને સાચો રસ્તો મને ગમે છે તેજ હું કહું છું.

**ગુણ**—હવે વાતોમાં વધારે વખત ન ગુમાવ એટલુ બોલતાજ. તે માણુસ આગળ ચાલતો થયો અને ગુણનીધીને પાછળ દોર્યો.

## પ્રકરણ ૧૧ મું.



# કનકશેનનું જાદુઈ ગુપ્ત વીલાસ સ્થાન

રાજ્ય મહેલના શ્રંગાર માણસના દીલનું કેટલું આકરષણ કરે છે તે અનુભવીજ જાણે. તોપણ લેખ વાંચનાર! શોખીન પ્રજા એ રસાનંદનું વરણન વાંચી આનંદ પામે છે. વાંચનાર! તે અનેક બાદશાહી અને જુદા જુદા દેશના રાજાઓના મહેલના શ્રંગારનું વરણન વાંચ્યું હશે, પણ આ કનકસેનનો મહેલ એથી કાંઇક જુદોજ અને અપુર્વ છે, આ મહેલનાં અંદર આપણે દાખલ થતાં અગાઉ પ્રથમ કનકસેન રાજની શકિત વીષે કાંઈક જાણવાની જરૂર છે.

આપણી વાર્તાના પ્રતી નાયક કળાધરે જે અલોકીક ભુમીમાં વાસ કરેલો છે, તેની સરહદપર આ કનકસેનની કનકાવતી નામે નગરી આવેલી છે. કળાધરે પોતાના સંગીન પ્રદેશની આસપાસની હદના રાજ્યોપર પોતાનાજ સાશ્રીતોને રાજા તરીકે કાયમ રાખ્યા છે, સમુદ્ર રસ્તેથી કળાધર જાદુગરના પ્રદેશમાં જવાનો આ એકજ રસ્તો છે જેથી એ રસ્તાપરના મુલકને સંભાલનાર કનકસેન રાજા કળાધરનો સાશ્રીત અને કનકાવતીનો વંશપરંપરાના રાજા છે, આ રાજાને કળાધરનો સંબંધ થયા પછી આ કનકાવતી નગરી સર્વ નગરની રચનાથી કાંઈક ઉલટી રીતે રચેલી છે, એના દરેક

ભાગમાં કાંઈ નહીં ને કાંઈ ભેદ અને તંત્રની કરામત રહેલી છે આ નગર એક શહેર કરતા કોઈ મોટા વીશાળ મહેલના જેવું છે અને શહેરનો દરેક ભાગ (ચકલો) અને પોળ એ મહેલ માંના ભુવન જેવી જણાય છે. આ નગરની છેક પાછળ પર્વતની બાજુમાં રાજય મહેલ આવેલો છે, શહેરની વચમાં રાજય મહેલ ન રાખવામાં કળાધરની કળાની કાંઈક ચતુરાઈ જુદીજ જણાય છે. આ અપુર્વ નગરની વસ્તીમાંના ઘણા ખરા જાદુ વીઘાના કેટલાક તત્વોથી જાણીતા છે. અને દરેક ઘરની રચનામાં કાંઇક નહી ને કાંઈક તાંત્રીક રચના છે, જેથી કોઇ અદભુત સાંચા કામનો મોટો સાગર હોય તેવું આ નગર છે. આ નગરની અંદર દાખલ થનારને આજુબાજુ નજર કરતાં ચમત્કારજ ચમત્કાર દેખાય છે. નગરનો કીલ્લો મહોટા મકાનની ભીંતો જેવો ચોરસ અને તેનીપર છતને ઠેકાણે એ પર આવેલા પર્વતનું રસાળ તળીયું છે. આ પ્રમાણે પર્વતની નીચે વસેલું નગર ભોયરાંમાં હશે એમ કોઇને ખ્યાલ આવે તો તેમ નથી પણ સરખી જમીનપરજ આ નગર હતું ત્યાંજ છે. પરંતુ જે પર્વત તેની ઉપર આવેલો છે તે તદન જાદુનો બનાવેલો છે અને તેની ટેકરીઓ જુદી જુદી અને દરેક ટેકરીના બાજુમાં ખીણ દેખાય છે તે ખીણના શહેરના રસ્તા છે. ઉપરથી જોનાર માણસને આ નગરના રસ્તા પર્વ-તની ભયંકર ખીણોજ જણાય, દરેક રસ્તા ખીણ છે, જેથી તેના ઉપરના ભાગમાં આકાશ સ્વચ્છ દેખાય છે જેથી પુરતું અજવાળું મેળવવામાં ખામી હોવાને બદલે સુર્યના કીરણો વીશેષ અંદર ખેંચાય તેવી ટેકરીની રચના કરેલી છે જેથી ખુલા

આકાશવાળા મેદાન કરતાં આ નગરમાં સુર્યનો પ્રકાશ વધારે પડે છે. પરંતુ ગરમી વીશેષ પડતી નથી. તેનું કારણ દરેક ટેકરીનું તળીયું રસાળ છે. જેથી દરેક રૂતુમાં આ નગરમાં માણસ જાતને માફક આવે તેવું સમતોલપણું જણાય છે. આ આનંદીત નગર ખરેખર સુખનો સાગર છે, આ પરથી આ નગરપર રાજ્ય કરનારના મહેલની રચના કેટલી રસમય હશે તેનો ખ્યાલ પણ આવવો મુશકેલ છે. આપણે ઉપર ટપકે આ જાદુઈ અદભુત નગરની રચના સહેજ જાણી, હવે આ નગરમાંનું વીશેષ જાણવા કરતાં કનકસેનના આનંદી મહેલ અને તેમાં પણ તેનું વીલાસ ભુવન જોઇ આપણા ઉછળતામનને શાંત કરીએ. આ વીલાસ ભુવનનું તાદ્રશ વર્ણન કરતાં મોટા ગ્રંથો ભરાય જેથી સમયે અનુકુળ યોગ્ય વીષયનું વર્ણન એને સ્થળે આવશે. ટુંકામા આસમાની રંગની છત આકાશ જેવીજ દેખાય છે જેની, અને ભીંતોપર ગોઠવેલા ચીત્રના વ્યુહ આજુબાજુની ભયંકર ગીચ ઝાડી દેખાડે છે, જેની બેસવાના આસનો અને ઉપયોગી (ફરનીચર) વસ્તુઓ શીલા પથરોના રોપા અને ઝાડની પોલ જેવા દેખાય છે, જેમાં એવા આ વીચીત્ર વીલાસગૃહમાં એક સુંદરી એક શીલા જેવા દેખાતા ( પલંગ ) આરામસ્થાન પડેલી છે. આ દેખાવ જાણે કોઈ ભયંકર જંગલમાં એકલી અટુલી દુઃખમાં સબડતી બાળા કાંઈ રસ્તો ન સુઝવાથી નીરાશ થઈ પડી હોય તેમ જણાય છે પરંતુ એ સુંદરીના મુખમાંથી નીકળતા શબ્દો આપણને કાંઈક જુદુંજ અને સાચું ભાન કરાવે છે નાથ રમણીય પ્યારા ! અદભુત રૂપનો સાગર સુકાઇ ગયો, આ જીવતા ખવીસે મારી જીંદગીના

સર્વ સુખોતો લુંટી લીધા, એટલુંજ નહીં, પણ જમ રાજાના નીચમાં નીચ રીબાવનાર શીક્ષાગૃહ જેવા આ ગૃહમાં મને ફસાવી રીબાવે છે. અરે દયાળુ નીયંતા ! શું તારો દયાનો સાગર સુકાઈ ગયો! અરે એક બીંદુ પણ મારે ભાગ્યે નથી રહયું ! ત્યારે હવે તારી સ્તુતી શું કામની ! આ અલ્પ આત્મા રીબાતો દુખાતો ચંપાતો પણ સ્વારથને ઇચ્છે છે. અને મહા ન્યાયી પુરૂષને અન્યાય આપે છે, પણ શું કરે, તેમાં દોષ કોનો, એટલામાં એક ઝાડની પોલ તુટી પડી, એ ઝાડની પોલ નહીં પણ અંદર દાખલ થવાનો તીલસ્માતી દરવાજો હતો તે ખુલી ગયો, જેમ પાતાળમાંથી કોઇ રાક્ષસ નીકળી આવે તેમ આવનાર પુરૂષે વીચીત્ર રંગથી રંગેલો પોશાક પહેરયો હતો. આ પુરૂષને જોતાંજ વીચારમાં પડેલી સુંદરી બકાળી ઉઠી, બલકે હરણીની માફક કુદી એક શીલા જેવા દેખાતા જબર આસનની આડે જઈ ઉભી આવનાર પુરૂષે આસના વાસનાનો ભાવ જણાવતા કહયું કે, 'કેમ કોમળ બાળા ! ગભરાઓછો શા માટે ? આ અરણ્યમાં હુ તમારી મદદે આવેલો છું. આ સ્વરૂપવાન સુંદરી કે જેનું નામ પ્રીયાંગના હતું તેણે કકળતા મને કહયું કે,

"હા! આ અરણ્યમાં મદદ કરનારા રાક્ષસ રાજ ઠીક પધાર્યા, પણ પલીત સ્વભાવવાળા સાથે માણસ જાત કદી પણ હળી મળી શકિત નથી." તે દુષ્ટ આત્માએ કહયું કે, 'તમે તમારા વીચારમાં ભુલ ખાઓ છો, આ લીધેલા રસ્તામાં તમોને હાનીજ થશે, આ દુનીયામાં રાજાની દેહે અવતરવું એ પણ આત્માને માટે તો હાનીજ કર્તા છે, જયારે એવા ભયમાં આ દેહ ડુબેલોજ છે ત્યારે તેનું સારથક કરી લેવા તારા જેવી

દેવીના અમૃત કુંપ જેવા મુખથી ઝરતા અમૃતનું પાન કરવામાં મને તો લાભજ લાભ દેખાય છે. આ દેહની સાથે જીવ કાંઈ લાવ્યો નથી અને લઈ જવાનો પણ નથી, દુનીયામાં જે જોયું અનુભવ્યું અને વીચાર્યું તેજ સારથક થયું, એ સીવાય બીજો શું લાભ કહાડવો છે. તારા જેવી સુંદર અંગના સાથે એક એક શબ્દ બોલતાં જે અત્યુતમ આનંદ છુટે છે તેને બ્રહ્મ જ્ઞાનના ભુતો કયાંથી જાણે.

**પ્રીયાંગના**—આ દેહની સાથે તું કાંઈક લાવ્યો છે, અને તે તારો જે સ્થળે અવતાર થયો, અને જે બુદ્ધિ રૂપે ઝાંઇ દેખાઇ તે તારા પુર્વના સંસ્કારથીજ તારો દેહ રચાયો, અને એ દેહથી મનસાવચના અને કર્મા જેટલી વાસના બાંધી સંસ્કાર મેળવીશ તે સાથે લઇનેજ જાઈશ, અને તેનો ન્યાય એક અદ્દભુત શકિત કરશે, તે વખતે થવાની શીક્ષા અનુભવતી વખતેજ પસ્તાઈશ. હું જાણું છુ કે તું મહાન રાજા છે, રાજદેહ મેળવવા માટે પુર્વના કેટલાક ઉત્તમ કર્મનો ભોગ આપવો પડે છે તેનો ખ્યાલ તો કર. એ કરેલી કમાણીથી મળેલો આ અનેક સીદ્ધી ઓથી ભરપુર વખતને શા માટે વણુસાડે છે? બુધ્ધિ છતાં મુર્ખાઈને કાં ગ્રહણ કરે છે? સીંહ છતાં કુતરાપણું કેમ વહાલું કરે છે? કામની વાસના માટે કાંઇ સ્ત્રીપર જુલમ ગુજારી તેના હૃદયને છીનભીન કરી નાખવાથી જેમ ચોળાઈ ગયેલા પુષ્પમાંથી આપણા હાથના પરસેવાની દુરગંધને બદલે પામે છે તેમ ચુંથાયેલા હૃદયનું પ્રેમ પાત્ર રસ અમૃત નહીં પણ વીરસ અકારૂં અને ઝેરરૂપ

છે. તું રાજા છો, તેથી સંસ્કારજ છો, પણ આડો કોઈ ન્યાયનો દ્રષ્ટા ન મળવાથી પડદો છવાયો છે તો જરા ન્યાયની દ્રષ્ટીથી વીચારતો કર.

**રાજા**—બહુ થયું, સલુણી, કોમળાંગી, આટલી બધી કથા વાંચવાથી આપનું કમળ સમાન મુખ કરમાશે તો મારૂં મન ચુંથાઈ જશે. એવી કથા કરવી એ પુરાણીનું કામ છે, અને એવો વીવાદ કરવો એ નવા ધરમ સ્થાપનાર આચાર્યનું કામ તો. રસીલી એ શીક્ષા કરતાં મારે તારી પાંસેથી જુદુંજ ભણતર ભણવું છે. એ પણ એક દેવનું ઉત્પન કરેલું શાસ્ત્રજ છે અને એ કોક દેવજીના રચેલા શાસ્ત્ર શીખવામાં કોઇ સદગુરૂ શોધું છું તેમાં પ્રવીણ એક તુંજ જણાઇ છે, તો જેની પાંસે જે વીધા છે તેનો અભીલાષી ઇચ્છા કરે તો તેને આપવીજ જોઇએ.

**પ્રીયાંગના**—એ કથન સત્ય છે, પણ વીધા માત્ર સીવાય નથી અપાતી, આ શાસ્ત્રના નીયમ પ્રમાણે પતી અને પત્નીવૃત પાળનાર અરસપરસ મળેલાં જોડાનોજ અધીકાર છે. તેમજ આપણું જોડું અયોગ્ય નહીં કહેવાય, થુંકી દીધેલું થુંક કદી પવીત્ર થઇ મુખમાં પાછું લેવા જેવું થાય, કદી નજ થાય, તેમ આ દેહ એકને અરપણ કરી રદ કરી નાખી તે દેહ બીજા પવીત્રને ભ્રષ્ટ કરવામાં નજ વપરાય.

**રાજા**—પણ હું કયાં પવીત્ર છુ.

**પ્રીયા**—બસ થયું. નાપવીત્ર ગીલીચ વસ્તુની સંગત કરતાં મારે વીચાર કરવોજ જોઈએ, મુખમાંથી બોલી ફરી જનાર માણુસ નહીં પણ કુતરા સમાન નાહક ભસનાર પ્રાણીજ છે.

**રાજા**—હશે, પણ તેથી શું મારી રાજા તરીકેની યોગ્યતામાં કાંઈ ખામી આવે છે.

**પ્રીયાંગના**--રાજા કોન કહે છે, રાજા એ ધરમની માજા છે ધરમ માટેજ પ્રજાએ રાજાને કબુલ કર્યો છે નહીં કે તારા જેવા કુતરાને મોહની વીષ્ટા ખાવા,

**રાજા**—છતાં હું રાજા કેમ થયો.

**પ્રીયાંગનાં**—વંશપરંપરા ચાલતા આવેલા રીવાજ પ્રમાણે અંધ પ્રજાની બેવકુફાઈથી અને એ બેવકુફાઇનું ફળ રાજા તરફથી થતા જુલમની વાજબીજ શીક્ષા છે.

**રાજા**—પરંતુ રાજાને તો, એ પ્રજાને તાબે રાખી જે મોજ મઝા મેળવવી તે પરંપરાનો લેખ છે અને તે પ્રમાણે હું મારી જીંદગીનું સારથકજ ઇચ્છું છું.

**પ્રીયા**—તું મુંઢ છે, તારી મતી વીષયવાસનાના પડળથી છવાઇ ગઈ છે માટે તારી સાથે વીશેષ વાત કરવાથી પણ હૃદય ભ્રષ્ટ થાય છે.

**રાજા**—એ ફકત અણ અનુભવને લીધેજ, એક બીકણ જનાવર જો કે પહેલાં તો આપણાથી બીહે છે પરંતુ માયાથી તેને હેળવીયે છઇએ ત્યાર પછી તેને ચાહે તેટલું સતાવીયે તોપણ તે સંગતી છોડતું નથી તેમ તું પણ હજુ અણ અનુભવી હોવાથી બીકણ છો, જેથી મારી સાથેનો સહવાસનો તને શરૂઆતનો લાગતો ડર અંતે તો મહા આનંદદાયક ફળ દેનારો થશેજ, અને પછીતો મારી પ્રીતી જાળવી રાખવા માટે મારી વીનવણી કરતાં તારૂં હૃદય સોસાશે.

**પ્રીયાંગના**—રાજા! તું હજી દુનીયાની એક બાજુ જુએ છે પણ બીજી બાજુ નજર કરતો નથી, પરંતુ એ તારી દ્રષ્ટીને ફેર વનાર વખતનો વંટોળીઓ ફુંકશે એટલે પોતાની મેળે એ તારી અંધ દ્રષ્ટી ખુલી જશે.

**રાજા**—હશે, તે વખત આવ્યે વાત, પરંતુ હમણાતો મારી બુદ્ધિ જે તરફ મને દોરી જાય છે તે તરફ તારે મારી પર કૃપા કરવી જોઈએ.

**પ્રીયાંગના**—મારે માટે તું જે કાંઈ ધારે છે, તે ફકત તારા નાશનેજ માટે, પુર્વના દ્રષ્ટાંતો તારી આગળ મોજુદ છે, છતાં એની તને યાદી આપું છું. રામ રાવણ નહુશ ઇંદરાણી કીચક દ્રૌપદી. દુર્યોધન દ્રૌપદી વીગેરે અનેક પુરાણના દ્રષ્ટાંત શું સુચવે છે.

**રાજા**—અને એ દ્રષ્ટાંત કરતાં પણ શરૂઆતમાં તારા આપેલા જવાબ કોઈપણ વીષયી માણસ એ વીચારને ફેરવવા સબળ છે, પરંતુ આ દેહાત્મા કાંઇક જુદોજ છે, મારી ધારણા અને સીધ્ધાંત જે મને સુચવે છે તેજ મને રૂચે છે, અને તેનુંજ હું અનુકરણ કરૂં છું, જેમ શાસ્ત્રના કેટલાક દાખલા રાવણ આદીને માટે પ્રતીકુળ દેખાય છે તેમ સંસારમાં કળાબાજ મનુષ્યોના ખેલના કેટલાક પરીણામ પાર ઉતર્યા છે એમ મેં સાંભળ્યુ પણ છે. નજરે જોયું છે, અને અનુભવ્યું પણ છે. કોમળાંગી એ વીવાદ છોડી સહેલથી પ્રીતી પંથે કાંઇક મને આશાનો હાથ આપી દોર, હું પ્રેમમાં અંધ થયો છું, આ અંધપર દયાકર.

**પ્રીયાંગના**—પણ તું જાણે છે કે પતંગ દીપકપર મોહ પામી અંધ થઇ દીપકમાં જઈ પડે છે તે પોતાના દેહને બાળીને ખાખ કરવાનેજ માટ.

**રાજા**—તે હું કબુલ કરૂં છું છતાં પ્રીતી એવી ખેંચાણ કારક વસ્તુ છે કે પતંગ દીપકનેજ જોય છે.

**પ્રીયાંગના**—અફસોસ ! જે પોતાના પ્રાણ અને પવીત્ર આત્માના પવીત્ર પંથનો તથા આ લોક અને પરલોક બંનેના સુખનો નાશ કરવા ચાહે છે તેથી બીજો મોટો અંધ કયાં શોધવો. ખરેખર આમાંથી કાંઇક વીપ્રીત થશે ત્યારેજ તું જંપીશ, પણ યાદ રાખજે કે આ ઊપરથી કોમળ દેખાતી પુસ્પ લતા તને બાળી ખાખ કરનારી વીજલીની શીખા થશે, માટે હજુ પણ ચેતજે. એટલામાં આ ભયંકર ઓરડાની નીચેના ભાગમા એક ધડાકો થયો, કનકસેન ચોંકયો, ગુપ્ત રસ્તેથી બહાર જોવાની બારીની ચાંપ એક ઝાડ પર લટકતા ફળ જેવી લાગતી હતી. તે પકડતા સપાટાબંધ બારી ઉઘડી ગઈ. દ્રશ્ટી કરતાં સામેના ભાગના કીલાનો મહોટો તાંત્રીક બુરજ તુટેલો જણાયો, જાદુના ચોકી કરનાર બગલા જેવા પ્રાણીઓ કીલાની નીચે તરફડતા દેખાયાં, આ જોઈ રાજાની ધીરજ છુટી ગઇ, ખાસ કળાધરના કળાથી બનાવેલા આ રક્ષણ કરનારા જાદુઇ બગલા મહોટા રાક્ષસના શૈન્યને હણવા સમર્થ હતા, જેનાપર મારો અને કળાધરનો આટલો વીશ્વાસ હતો તે અમારા ખાસ યંત્રો આમ સહેજમાં નાશ પામ્યા! અરે શું. અમારા માથાનો કોઇ જાગી ઉઠયો ?

**પ્રીયાંગના**—એમાં શું શક ! કારણ.

"નથી કોઇની જીંદગી ગઇ સદા સુખમાંય,
નથી કોઈ સંસારમાં સુખયું રહયું સદાય.
સુરજ સાંજે આથમી જેમ ઉગે પ્રભાત,
મનુષ્ય જીંદગીમાં ભર્યાં તેમ સુખ દુઃખ સાથ.
ભર દરીયામાં ઓટને ભરતી આવે જેમ,
ચડતી પડતી પણ સદા પડે સર્વપર તેમ.
આજ વીજય છે તાહરો કાલે થાશે હાર,
સ્વપ્નાવત સુખ જોઇને શોદ ધર્યો અહંકાર."

**કનકસેન**—તે થવાનું હશે તે થશે. પણ તારા માટે આ લીધેલી મહેનત વૃથા નહીંજ જાય. મારી નગરીના એક ભાગનો અને મારા જેવા એક રૂપધારી કનકનો નાશ થયો છે, પણ ખરો કનકતો અને તેની વૈભવવાલી જાદુઈ તથા રક્ષાયેલી નગરીતો આબાદ છે તે ભલે આ નગરીનો નાશ થાઓ, મારા જાદુઈ તંત્રથી રક્ષાયેલુ રાજય પાયમલ થાઓ. ભલે મારા આ સ્વરગને સ્થળે સ્મશાન જાગે. પણ કનક, કનકલતાને તો નહીં ત્યાગે.

**પ્રીયાંગના**—હજુ પણ.

**રાજા**—હા હા ! નહીં ત્યાગે તે નહીં ત્યાગે. ચાલ ઉતર આ પોલમાં, જો ડર નરાખ, એ ઝાડની પોલ નથી, પણ દાદર છે. એમ કહી ઝાડની ડાળી દેખાતી હતી તે ખેંચી કે તરત નીચે દાદર દેખાયો. પ્રીયાંગના તેમાં ઉતરવા આનાકાની કરવા લાગી. કનકસેન તેને જબરજસ્તીથી ઉતારવા દોડયો પણ રસ્તામાં ભુલથી

એક શીલા કે જે આખા ઓરડાને ભોંયરામાં ગરક કરવા માટેની ચાવી હતી તે પર પગ આવી ગયો. તેથી એક જબરા ધડાકા સાથે આખું ભુવન ઉડી ગયું, કનકસેન અને પ્રીયાંગના એ ભુવનના જુદા ટુકડા જુદે જુદે સ્થળે જવાથી જુદા પડી ગયા, કીલો તોડનાર અને જાદુના બગલાનો નાશ કરનાર પ્રખ્યાત વીર અને તેનો સાથી મહેલની વચે આવી ઉભા, પણ તેમાં કયાંય વસ્તી જણાઇ નહીં. સઘળે શુન્યકાર લાગ્યું, આ જોઈ રસ્તો દેખાડનાર માણસ અજાયબ થયો. પણ ગુણનીધીએ તેને ધીરજ આપતાં કહયું. તું ગભરા નહીં, આ રસ્તાની માહીતી માટે તારી કાંઈ ભુલ નથી થઈ, પણ આપણે બુરજનું યંત્ર તોડી નાખ્યું તેનો ધડાકો દરેક ઠેકાણે સંભળાવાથી કનકસેને કાંઈક લુચાઈ કરી તીલસમાતથી મહેલની અંદરના ભુવનો જુદે સ્થળે ખેંચી ગયો છે. અને આપણે માટે આ ઉજડ બનાવ્યું છે, પણ પ્રીકર નહીં, તે નાશીને કયાં જશે? મહાશકિતનું ખપર સર્વ રાક્ષસનો ભોગ ભરવા સમર્થ છે.

**માણસ**—પ્યારા અવધુત! તમારી અજબ શકિતના વખાણ કરવા માટે મારા જેવા કરોડો માણસની એક સામટી જીભ પણ સમરથ નથી. આપ રાંકને ઊગારનાર ગરીબના બેલી છો. પરમાથી મહાન પુરૂષ તમારી છાંયાથી મારો વીજયજ છે, તેમ આપની શુભ અને નીસ્વાર્થ ઈચ્છાથી આપનો પણ વીજયજ છે. આ પ્રમાણે વાત ચાલે છે. એટલામાં ધરતી કંપ જેવો આંચકો લાગ્યો, આખો મહેલ કંપવા લાગ્યો. ગુણનીધીને આમા કાંઇ ગમ પડી નહીંજ, જેથી ઘડીભર ધ્યાન ધરી ગયો. એટલામાં પાતાળમાંથી

જાણે કોઇ જક્ષ નીકળતો હોય તેમ અજાણ્યો ફાંફા મારતો જાદુના છુકારા ભણતો કનકસેન ઉપર આવતો દેખાયો. કનકસેનને જોઇ પેલા માણસથી બુમ પડાઈ ગઈ, કનકસેને મજબુત સાંભળી તેઓની સામું જોયું, અને વખત ઓળખી ગયો, પરંતુ ગુણનીધીની શકિતએ આપેલી આકરષણ શકિતથી ગુણનીધી સામે એક નજરે જોઇ રહ્યો. એટલામાં ગુણનીધીએ ઝડપ કરી તેને પકડયો જેથી કનકસેનને બહાર આવવાની ફરજ પડી.

**ગુણનીધી**—રાજ્ય સુખ પરસ્ત્રીઓ સાથે ભોગનો આનંદ એ સર્વ પ્રીય લાગે છે અને અત્યારે મારા જેવાના સમાગમથી દુર કયાં નાસે છે? ગોળ ખાય તે ચોકડાં પણ ખમે. રાજ સુખ ભોગવનાર રણ વખતે પાછી પીઠ કરે તે શું રાજા કહેવાય? શું રાજ્ય કરવાને લાયક ગણાય?

**રાજા**—એથી તું શું કહેવા માગે છે? હું તારાથી ડરીને નાસતો નથી હું ખરેખર રાજા છું. જો જે ખુબ વીચાર કરજે! ધ્યાનમાં છે! અને મારા દેશમાં ચુપકીથી ભરાયેલ તારા જેવા ચોરને શીક્ષા કરવા સમરથ છું.

**માણસ**—હા! હા! અહો! રાજતેજ કેવું ઝળકે છે જુઓ તો ખરા? ખમા મહારાજ.

**ગુણીનીધી**—ભ્રષ્ટ આચાર કરનાર, ધર્મથી ચળીત થનાર પ્રજાનો પ્યાર ગુમાવનાર, અને ન્યાયના દુર્ગ પરથી નીચે પડનાર રાજા રાજતેજથી હીણુ થાય છે અને આ કળીયુગમાં પાવૈ જેવા લક્ષણ ધરતાં શીખી જાય છે.

**રાજા**—એટલું બકવાદ કરવાની તારી શું સત્તા છે. જો તું ન્યાયી અને શાહુકાર હોય તો જવાબ આપકે આ મારા મહેલમાં મારી રજા સીવાય શા માટે દાખલ થયો.

**ગુણનીધી**—રાજ્ય તરવાર અને બાહુબળથી મેળવી શકાય છે રાજ્ય નીતી સાફ સુચવે છે કે શુર પુરૂષનીજ આ ભુમી છે તે પર કોઈ કાયર ઉત્પન્ન થનાર આ ભુમી ભોગવવાને બીલકુલ લાયક નથી. એટલું કહેતાની સાથેજ ગુણનીધાંએ તરત પોતાના વરદાઈ ખડગને, તેનો અને તેના સઘળા ભુવનોનો નાશ કરી નાખવાનો હુકમ કર્યો. હુકમ થતાજ તે વરદાઈ ખડગે નાશ કરી પોતાના સ્થાને નીવૃત થયું. આ સઘળાનો નાશ થતા જોઈ તે બંને સ્ત્રી પુરૂષો તેના તે ભયથી તેઓ પોતાનો પ્રાણ બચાવવાને માટે કયાં ગુમ થઇ ગયા તેની ખબર ગુણનીધીને ન રહેવાથી, તે માટે ગુણનીધી તેની શોધ ચલાવવાના વીચારમાં પડયો છે, એટલામાં બીજી બે વ્યકતીઓ તેની સામે ડોળ ધુરકાવતીઓ ગુણનીધીની સામે આવીને ઉભી રહેવાથી, તેની નજર તેની ઉપર પડતાજ તેનો તે વીચાર ગુમ થઇ ગયો.

કનકસેન, કનકસેનના ભુવનનો અને કળાધરની જાદુઇ કળાઓનો નાશ થયેલો જાણી કળાધર બહુ ગભરાટમાં પડી ગયો. પોતાની બીજી કળાઓનો વધુ નાશ થતા અટકે, અને તેનો નાશ કરવાને સમર્થ થયેલાને કોઇ પણ યુકતીથી પોતાની મોહ જાળમાં ફસાવવાને માટે પોતાની બે જબરદસ્ત વ્યકતીઓ આ તરફ મોકલી આપી. તે આવતાજ તેણે પોતાના શકતીમાં ગુણનીધાને ઘેરી લીધો.

**મનમથ**—(તે જોઈને) આટલી સત્તા તે ટકાવી રાખી છે પરંતુ અત્યારે તારી આટલી ઉદાસીનતા મને કાંઈક જુદુજ ભવીષ્ય સુચવે છે.

**કળાબલ**—સરદાર સાહેબ! એમાંનું કાંઈ નથી જો કે મહાગુરૂ કળાધરની શકિત સામે એના જેવા અનેકનું પણ કાંઈ ચાલે તેમ નથી એ માટે આપ નીશ્ચીત રહો.

**મનમથ**—પણ આપણે તો આપણું સંભાળવું જોઈએ.

**કળાબલ**—અલબત! તે માટે સંદેશાયંત્ર મારફત સ્વામીને વીનંતી કરો.

**મનમથ**—હા એ યાદી ઠીક આપી. લડાઈ ચલાવવા માટે તે ફકત તેઓનો હુકમ મેળવવાને બહાને આ આપણી ઈચ્છા પુર્ણ થશે. વીચીત્ર વહુન તમારી સત્તાથી મહા ગુરૂને મારી ઈચ્છા જાણ કરે. વીચીત્ર વહુન ઉભો થયો. કાંઇક ઇચ્છા કરી કે પ્રકાશનો લાંબો શેરડો તેની આંખોમાંથી છુટયો તે ગુફા વીંધી બહાર નીકળી ગયો આજુબાજુમાં પ્રકાશનું એક ગોળ આભલું થઈ ગયું, જેમાં વીચીત્ર જાતના રંગો દેખાવા લાગ્યા. તુરતજ વીચીત્ર વહુને એ સર્વ શાંતકરી મનમથને કહયું કે, મહારાજાનો હુકમ છે કે લડાઇ ચલાવો. કોઇપણ શત્રુપણું ધરનાર પ્રાણીનો સમુળો નાશ કરો, તમારાથી કોઈ શકિતને ન પહોંચી શકાય તેમ હોય તે આપણી મીથ્યા માયા અથવા મહા માયાને તમારી તરફ રવાના કરી છે તે જરૂર તમોને નીર્ભય કરશેજ. મહાગુરૂની નીત્યવીજય ઇચ્છો તેમાંજ તમારૂં કલ્યાણ છે.

આ સંદેશા સાંભળી મનમથ ખુશી થયો. સઘળી ચીંતા દુર થઇ, ગુફાને અંદરને રસ્તે આવતા ગુણનીધીને અટકાવવા સેનાને તૈયાર થવા હુકમ આપ્યો. ગુણનીધી કનક મહેલમાંના અંદરના ગુપ્ત રસ્તામાં ચાલવા લાગ્યો, આ રસ્તો સીધો છેક મનમથની કનક ગુફા સુધી પહોંચેલો હતો, જેથી ગુણનીધોને ત્યાં પહોંચ વામાં કાંઇ અડચણ ન થાત પણ મનમથે કરેલી તૈયારી તેને પાછી ઉપાધી રૂપે થઈ કનકગુફાથી અર્ધક માઈલને અંતરે અંતર મારગમાં કનક મહેલ અને કનક ગુફાનો વહેવાર તોડી નાખવા માટે એક યાંત્રીક કીલાની રચના કામ ચલાઉ બનાવેલી હતી. આ કીલાના ટુકડા હમેશને માટે બાજુમાં પડયા રહેતા હતા તેનો અત્યારે સમય જોઈ ઉપયોગ થયો, એ કામચલાઉ કીલાને વધારે મજબુત બનાવવા તેની પર કેટલાક જાદુના ભુતની ચોકી બેસાડી અને કીલાપર મનમથ લશ્કર સહીત ગુણનીધીની રાહ જોઈ બેઠો હતો. તે જોઇને ગુણનીધી ત્યાં એકદમ ધસીને આવતો હતો. કારણકે તેને ખાત્રી હતી કે કનકગુફા સુધી તેને કોઇ અટકાવ નથી પણ એટલામાં આ રચના જોઇ તે અચકાયો. મનમથને છુપાઈ બેઠેલો તે જોઈ ગુણનીધીએ અવાજ કર્યો કે કળાધરના સમાન કળાધરના ગુરૂભાઇ અને તેના માનીતા સરદાર મારા જેવા નાચીજ માણસથી આમ છુપાયો છે કેમ ? તમારા જેવા સરદારોની આ શરમ ભરેલી ચાલથી કળાધરના નામને એબ લાગે છે, એક સાધારણ ક્ષત્રી પણ સમય આવ્યે રણમાં સામે ઉતરે છે. તો આતો તમો સેંકડો અને જાદુના હજારો ભુતોની વચમાં મારા જેવો સાધારણ માણસ શું કરી શકે તેમ છે? અને

કદાચ મારામાં કાંઇએ શક્તિ હોય તોપણ તારા ગુરૂ અને સરદારના નામને ખાતર તારે તો મેદાનમાં દુશમન સાથે હાથ મેળાવવો જોઈએ. આ સાંભળી મનમથ મનમાં શરમાયો, વળી પાછળ મહામાયા આવી પહોંચશે ત્યારે કદાચ હું હારી જઇશ તોપણ તુરતજ મદદ મળી શકશે. એ વીચારથી કીલો છોડી ગુણ નીધીની સામે આવી ઉભો. મનમથને સામે આવેલો જોઈ ગુણ નીધી તેની હીમતપર ખુશી થયો. અને બોલ્યો કે, 'શાબાશ છે કળાધરના રાજ્ય અંગો જરૂર કળાધરની સત્તા ટકાવશે એવી મને ખાત્રી થઈ છે.

**મનમથ**—એવા વાણીના કટાક્ષનો અહીં જરૂર નથી. અજમાવ તારૂં સામર્થ્ય. અને પછી જો કળાધરના ગુન્હામાં આવનાર કળાધરના ગુન્હેગારના હવાલ.

**ગુણનીધી**—હું કાંઈ કહીશતો તું તેને અભીમાન કહીશ માટે પ્રથમ તો તારા જાદુઈ શસ્ત્રોજ મારીપર અજમાવ કે તારી મનની મનમાં ન રહે.

**મનમથ**—અરે અલ્પ પ્રાણી! એ તું શું બકે છે! મારા જાદુઇના ફકત એક ફુંકારાથી આ આખી દુનીયા બાળી નાખવાને સમર્થ છું, ત્યારે તારૂં તે શું ગજું.

**ગુણનીધી**—હવે જીભ કરતાં હાથ કામ કરે તો મારા મનને ખાત્રી થાય. મનમથે વીચાર કર્યો કે આ માણસ કોઇ અદભુ

તછે. માટે આની સાથે શસ્ત્રની લડાઇ કરવા કરતાં કાંઇક તીલસ્માત થીજ જેર કરવો. આથી મનમથે પશ્ચીમ દીશામાં નજર કરી દો મહામાયા અંતરીક્ષમાં મનમથનો હુકમ મેળવવા આવી ઉભેલી દેખાઈ. આ જોઇ મનમથે ગુણુનીધીપર બળ અજમાવવાને ગુપ્ત ઈસારા યુકત હુકમ કર્યો અને પોતે હાથમાંનુ શસ્ત્ર નીચે નમાવી ઉભો. આમ મનમથને શસ્ત્ર નમાવતો જોઇ ગુણુનીધી વીચારમાં પડી ગયો અને મન સાથે બોલવા લાગ્યો કે, અરે ! આ વીશ્વાસઘાતી કાફરો, શું કરવા ધારે છે તે કાંઇ સમજાતું નથી. માટે હવે તેની પર કાંઈ દયા ન કરવી જોઇએ, તેમ તે માટે ન્યાય અન્યાયનો વીચાર પણુ હવે ન કરવો જોઈએ નહીંતર એ દગાખોરોને હાથે કાંઈ સારાને બદલે ખરાબ પરીણામ આવે. આમ વીચારી ગુણુનીધીએ મનમથપર ચોંટ મારી. મનમથ સપડાઈ ગયો, અને હેબતખાઇ નીચે પડી ગયો. એટલામાં મહામાયા ગુણુનીધીની સામે પોતાના સર ફેંકતી અદ્રશ્યમાં ઉભી રહી, આથી ગુણુનીધી ઘડીભર મોહ પામ્યો અને માયાના પ્રબળથી ભ્રમમાં પડી ગયો, આ સમય ઓળખી મનમથે પોતાનો બચાવ કરવા એક યુકિત રચી.

**મનમથ** – મહાત્મા! તમારા વસ્ત્ર તમારા ભાવ, તમારી વૃતી આદી સર્વે મહાત્માને શોભે તેવું છે, પરંતુ તમારી મારી સાથેની, ચાલચલણમાં સાધારણુ ક્ષત્રીને પણુ ન શોભે તેવું અધર્મનું. પગલું ભર્યું છે, આવો પાપનો ભાર માથાપર ભરી તમે શુ મેળવવા ધાર્યું છે.

**ગુણુનીધી**—તારા જેવા અસુરનો નાશ કરવો એ ધર્મજ છે.

**મનમથ**—પણ રણસંગ્રામમાં શસ્ત્ર લઇ સામે લડવા ઉભા પછી યુદ્ધ નીતીને છોડી દેવી તે આપના હૃદયનો ધર્મ હશે

**ગુણનીધી**—લડાઈ સરખે સરખાની હોય તે તારી વાત વ્યાજબી છે, પણ આતો મારા જેવા એક સામે તમારૂં આખુ સેન ઉલટયું છે એ ધર્મની લડાઈ નથીજ. માટે આ સ્થળે અને કોઇ પણ વખતે અસુરોનો નાશ કરવામાં ધર્મ જોવાની કાંઇ જરૂર નથી તોપણ મરતી વખતે તારા હૃદયમાં મારો એ દોષ રહી જાતો હોય તો તેમાં તારાં વીચારનીજ ભુલ છે.

**મનમથ**—તમે અમને અસુર કહો છો અને અમારૂં મહોત પણ અસુરપણું ધારણ કરવાથી અધમથી થાય છે ત્યારે મારે મારી અસુર બુધ્ધિનો પુરો ઉપયોગ કરવો જોઇએ. હું સરદારથી વીમુખ થઈ અત્યારે આપને કાંઇ વધારે ખબર આપવા માગું છુ તે ફૂકત આપ જોઇ લેશો. આથી મારી તરફ આપને અવીશ્વાસ આવતો હોય તો મને છુટો કરવા માટે મારી કાંઇ પણ વીનંતી નથી, ફકત મરતી વખતે મારા હૃદયમાં એક વહેમ રહી જાય છે જે બાબત આપ અનુભવશો ત્યારેજ મારી ખાત્રી થશે.

**ગુણનીધી**—તું તારા કહેવામાં સાચો હોય એમ હું જરા પણ માનતો નથી. કારણ તમે દગાખોર જાતી છો અને દગાખોર અગર ચુગલખોરને આ દુનીયાપર એકપળ પણ વધારે જીવવા દેવા એ અધર્મજ છે.

**મનમથ**—આપની એ વાત વ્યાજબી છે. પણ હું અહી તમારી સત્તા નીચે શું કરી શકું તેમ છું. તેમ મારૂં સૈન્ય અને

મારા માણુસો કનકસેનના નાશ કરનારના નામની હેબતથીજ મરેલા પડયા છે, ત્યારે જીંદગીમાં આવેલી આ એક તદન ગુમાવવાની વીનંતી છે પછી આપ પ્રબળ છો.

**ગુણનીધી**—ખેર તારી મરતી વખતની એ માગણીને હુ ના કહુ એટલી બધી કઠોરતા વાળુ મારૂં હૃદય નથી ધારણુ કરી શકતુ, બોલ તારે શું કહેવાનું છે.

**મનમથ**--મહારાજ! પશ્ચીમ દીશા તરફ નજર કરો, ત્યાં આપો આપ બધું દેખાશે. દુરના પ્રદેશમાં ખરેખરા બનતા દેખાવ પાંસેજ જોઈ શકવાની આ મારી કળા આપને આ સ્થીતીમાં સહેલાઈથી દેખાશે. પશ્ચીમ દીશા તરફ નજર કરી ગુણનીધીએ એટલામાં કોઈ અંધારો પડદો ફાટી ગયો અને નાટકના સ્ટેજપર જેમ એક પછી એક દેખાવ રજુ થાય તેમ અદભુત દેખાવ દેખાવા લાગ્યા.

—x+:x—

## દેખાવ ૧ લો.

વાંચનાર! આ દેખાવ જોતાં તારે ન ભુલવું જોઈએ. આ મીથ્યા માયા અથવા કળાધરની મહામાયાના બળથી ફકત માયામય દેખાવજ છે. આમાનું સાચું કાંઇ પણ નથી. મનમથે ગુણનીધીના હાથમાંથી મુકત થવા અને માયાને હાથે જીત મેળવવા આ મીથ્યા માયાની ગુણનીધી સાથેની લડાઇ છે.

**મનમથ**—મહાત્મા ! આપ આ જે જુઓ છો તે કળાધરના પ્રદેશની હદ છે. જુઓ આ અષ્ટખુણી સરહદમાં બે ખુણે બે તળાવ છે. અને બે ખુણે સાંકડી ખાઇ આવેલી છે બે ખુણે ઝેરી ઝાડ વાઓના વન આવેલા છે અને બે ખુણે પગ મુકતાંજ જમીન ફાટી જાય અને પગ મુકનાર તેમાં સમાઇ જાય તેવી રચના તે સરહદના ખુણાઓના ખાલી ભાગ કીલાના બુરજ ઉભા કરેલા છે એ બુરજ ઘણા જુની જનાના છે, છતાં તેની અંદર જાદુઈ અને તાંત્રીક કળા સમાયેલી છે, આ બુરજોથી ખુણાનો વચેનો ભાગ પુરાઇ ગોળ પરંતુ કમાનદાર કીલા જેવો દેખાવ થાય છે તેની અંદરની જમીન પરની માટી ફકત અંદર આવવાની રજા મેળવનારને કેટલીક ક્રીયા કરવાથી આનંદીત લાગે છે. ત્યારે વગર રજાએ અંદર દાખલ થનારના શરીરનો જેટલો ભાગ લાગે છે તેટલો તુરત ગળી જાયછે એટલે કે એ માટીપર પગ મુકતા પગના તળીયા ગળી જાય છે પછી પગઉપરનો ભાગ પછી તે ઉપરનો એ પ્રમાણે પાંચ પચીસ વાર સુધી પહોંચતામાં તો અરધું શરીર ગળી જાય છે, આ ચમત્કારી રજ ઝેરી વનસ્પતી અને જાદુના તત્વોથી મીશ્રણ કરી બનાવેલી છે, અને આ આખા પ્રદેશમાં દરેક ઠેકાણે આવી રજ પાથરેલી છે, ત્યાંથી આગળ નજર કરો. જુઓ એ અજર કાલો દેખાય છે તે કીલાની બાંધણી અનેક ધાતુની મીશ્રણથી કરેલી છે અને તેનો પાયો જેટલો ઉપર છે તેથી બમણો ભાગ અંદર ગયેલો છે, આ ફરતો આખો કીલો એક રસ છે જેથી તેના કોઇ પણ ભાગ કાંઈ પણ બળથી વીંધી શકાય તેમ નથી. આ મીશ્રણ ધાતુનો રંગ સોનેરી છે

પરંતુ જરા ઉજાશપડતો છે એ કોલાને દરવાજો બીલકુલ નથી અજાણ્યાને ઘણુંજ આશ્ચર્ય લાગે.

**ગુણનીધી**—મનમથ! આ કીલામાં જયારે દરવાજો નથી ત્યારે અંદર શી રીતે દાખલ થઇ શકાય.

**મનમથ**—મહાત્મા! એ પુછવાનો તમારો હક નથી. આ તો મારા મનમાં જે વહેમ છે તે કહાડી નાખી સુખે મહોતની નીદ્રામાં સુવા માટેજ આપને દેખાડું છું.

**ગુણનીધી**—ઠીક, તારી મરજી હોય તેમ કર મર,તમે અસુર જાત કદા પણ કોઇ ઉપર ભલાઈ કરતા નથી, એ હું સારી રીતે જાણું છું, આમાંપણ તારોજ કાંઇક સ્વાર્થ સમાયેલો હશે.

**મનમથ**—મહાત્મા! એ વાતનો નીશ્ચય એની મેળેજ થશે, તેમાં અગાઉથી બુધ્ધી કાંઇ પણ કામ કરી શકશે નહીં.



## દેખાવ બીજો.



અહો પુર્ણ પુણ્યશાળી પુરૂષ! અહો ભાગ્યવંતા પ્રવાસી! તમે ખરેખરા અને પુરેપુરા પુર્વના સંસ્કારીજ છો! અને તે સંસ્કારના મહા યોગથી તમે અમારા જાદુના ચક્રવૃતી (રાજા) કળાધરના અખુટ ખજાનાના થોડાક સમયમાં, તેનો તમે ભોગ

ભોગવતા થઇ પડશો એમ હું આ સમે કહેતો નથી પણ કુદરત જ કહે છે.

આહાહા! આ સમે શું કહું! કહેતા મારા આનંદનો પાર આવે તેમ નથી, પણ તે મારા આનંદને માટે તમે જરા પણ શંકાશીલ થઇ તે વીશે વીચારમાં પડી જશોતો મારો તે આનંદ એક ક્ષણમાં નહીં હતો તેવોજ થઇ જશે. ગમે તેમ થાઓ, તે માટે હું લગરીક પણ વીચાર ન કરતાં વગર અટકવે કહીશકે જેટલો ખજાનો કુબેર ભંડારીના ભંડારમાં નહીં હોય તેટલો ખજાનો અમારા કળાધરના ખજાનામાં છે. જેવી રીતે સોકંદરે દુનીઆ લુટી અખુટ ખજાનાના ભંડારો ભરપુર ભર્યા હતા, તેવીજ રીતે કળાધરે પોતાના જુલમથી સકલ દુનીઆનો ખજાનો લુટી પોતાના જબરદસ્ત ચાર ખજાના ભર્યા છે, તે પાણીના પુરની પેઠે છળી ન જાય તેટલા માટે પોતાની અજબ જાદુઇ વીધાના બલથી બાંધી લીધેલા છે, તેમાનો આ એક રૂપાનો ખજાનો છે. તે ખજાને કોઇ પણ કાળામાથાનો માનવી તોડી ફોડી લુટી ન જાય, અને તેમ કરવા જતા તે ઝટ પકડાઇ જાય, તેટલા માટે અમારા સરદારે પોતાની યાંત્રીક અને તાંત્રીક કલના બલથી એક ચોકીઆત તરીકે આ જાદુઈ પોપટને બેસાડવામાં આવ્યોછે.

**ગુણનીધી**—ખરેખર! તે રૂપાનો ખજાનો! આ પોપટની નીચે છે?

**મનમથ**—હાજી હા! મારા ઉદાર દીલના દીલાવર ઉમંગી ઉત્સાહી પરાક્રમી વીક્રમ સમાન મુસાફર! આ રૂપેરી પોપટનીજ નીચે તે રૂપાનો એક જબરદસ્ત ખજાનો છે. સમજયા મહેરબાન!

તે ખાલી કરતાં અને કરાવતા લગભગ તમને પંદર દીવસ લાગવાના.

**ગુણનીધી**—વારૂં ! જ્યારે આ રૂપેરી પોપટને એક ચોકી આત તરીકે આ ગુફાની ઉપર બેસાડયો છે ત્યારે પછી શી રીતે તે ખજાનો મેળવવાને આ ગુફામાં દાખલ થઇ શકાશે ?

**અવાજ**—

નેકીનું કામ નેકી કરશે, તે રાખજે તું ધ્યાન;
બદી કરતા તું જરા ડરજે, નહીંતો જશે જાન.

આ ગેબી અવાજ સાંભળતા મનમથનું શરીર કાંપી ઉઠવાથી તે એક લાગતો અબુદ્ધ અને અબુજ બની ગયો. પણ તેથી તે ભયથી ભયભીત બનવા છતાં. તે ભયનો ડર ન રાખતા, પોતાનો પાપી હેતુ પાર પાડવાને. પાછો ઉન્મદ બનીને તે ગુણનાધીને કહે લાગ્યો કે, ' આ પોપટ ને તેની નીચે જે ઝાડનું કુંડું છે, તે બંનેના અંદરના ભાગમાં પંચ ધાતુના મીશ્રણથી બનાવવામાં આવેલા સોલ તાર ગોઠવીને તે તાર આ ગુફાની ઉપરના દરવાજા સાથે મેળવીને તે તારો. તે તારો દરવાજાની નીચેથી ઉતારીને તમાનો એકેક તાર ગુફાની અંદરના દરેક ભાગની સાથે ગોઠવી પાછા તેને એકત્ર કરીને તેનો એક સરખો તાર કરીને, તે તારને બીજા ત્રણ ખજાનાવાળી ગુફાઓ માંહેલા યંત્રો સાથે મેળવેલો છે, તો તે પોપટને ત્યાંથી એકદમ ઉપાડી બરાબર દસ ગજને છેટે મુકવાથી તે ગુફાનો દરવાજો એકદમ ઉઘડી જશે.

**અવાજ**—ઓ પાપી ! તારા પ્રાણુંનો ભોગ આપવો ન પડે, અને તે તારા પ્રાણુનો ભોગ લેનાર કાલના પંજામાં પટકાઈ જાય તો, તું તેના પંજામાંથી છુટી જઈ તેનો કાલ બનવા માટે તે આ સમે જે માયા પસારીને તેને તે પ્રસાર્યો છે, અને તે તારી માયામાં મોહ પામી એકવાર ફસી જશે પણ ખરો. પણ તેથી તારી અને તારા સાથીઓની દાઢ ગળીઓ થનાર નથી. અને તેને મોહમાંથી સચેત કરી તમારો નાશ કરનારી સાત મ્હોટી ફોજ થોડા દીવસમાં તમારી ઉપર ચહડી આવી તમારી આ ભ્રષ્ટ થયેલી ભુમી જે તમારા જાદુઈ રૂપી કીલ્લાથી રક્ષાયેલીછે તેને ચોતરપૂથી ઘેરી લેશે. તે તું ખુબ યાદ રાખજે.

**મનમથ**—

બકવાદ ન કરીએ ઝાઝો, જોયા તુજ સમ અનેક,
ડરતા નથી અમે તુજથી, તોડશું તુજ તણી ટેક.

**અવાજ**—

મથા તેરી બુધ્ધી પલટ ગઇ, મત કર કરણી એસી;
જાન જાનેકા હય ધંધા, મથા બુદ્ધી જેસી.
ખેલત હય તું ખુબ ખીયાલે, પંથ જાદુકે બેસી;
બીલી તાક કે બેઠી, ચુવા ચેત ચતુરાઈ કેસી.

**ગુણનીધી**—ઓ અવાજ ! હું તારે શરણેછું. તું મારૂં રક્ષણ કરજે.

**અવાજ**—

ન રાખ ચીંતા મન વીષે, રાખ મન તું ધીર;
કરતો હોય તે તું કરજે, ભાંગશે તે તુજ ભીડ.

અવાજના ધીરજ અને હીંમત આપનારા આ શબ્દો સાંભળવાથી ગુણનીધીને વધારે હીંમત આવવાથી તે વધારે દ્રઢ થઇને ગુણનીધાએ મનમથને પુછયું કે, 'ત્યારે શું તમે તમારી સત્યતાને માટે આ ગુપ્ત અને તે ગુફા ઉઘાડવા અને બંધ કરવાનો સઘળો ગુપ્ત ભેદ બતાવી મારી શંકાનું નીવારણ નહીં કરો?

**મનમથ**—તમ પ્રત્યે મારી જે ફરજ હતી તે ફરજ બજાવીછે અને હજી બજાવીશ, પણ તે ઉપરાંત તમે જે કાંઈ કહેશો તે કદી પણ મારાથી બની શકનાર નથી.

**ગુણીનીધી**—બસ ! એટલું બધું જુઠું ! તે શા માટે ! તમારા નીચ હેતુને પાર પાડવા માટે ! તે હું કેમ કબુલ કરીશ ! ઘણો ખરો ભેદ બતાવતા તમને તમારા સાથીઓનો ભય લાગો નહીં, અને તેનું નીરાકરણ કરી આપનારો ખરો ભેદ ન જણાવી વચમાં જબરૂં ગોઠું ખવરાવી મારો નાશ કરવા માટેજ તમે વચમાં ફોકટનું આ બહાનું કહાડયું છે તે હું કેમ માનું ? વળી તમે જે પ્રમાણે કહયું છે તે ઊપરથી મારી ખાત્રી પણ કેમ થાય ? હું તો હજી એમ માનું છું કે, તમે મને ફસાવવાને માટે આમજ કહો છો અને હજી પણ કહેશો. પણ મેં જે પ્રથમ માંગણી કરી છે તે માંગણી મુજબ વરતવાને તમે જ્યાં સુધી કબુલ થશો નહીં ત્યાં સુધી હું તમને મારા પ્રાણનો નાશ કરતા સમજીસ. પણ તમે એટલું તો યાદ રાખજો કે તમે ગમે તેટલી જાદુઇ શકતીને પ્રબલ સમજીને મારી સાથે આમ આડી રીતે વરતવાને ઉધ્યત બનશો તો તે તમારા ઉદ્ધતપણાનો અને તેની સાથે તમારો નાશ કરવાને મારો ગેબી અવાજ મહા સમર્થ છે.'

**અવાજ**—રંગ છે અલકના ભકત અમધુત રંગ છે !

ગુણનીધીના બોલવાને ગેબી અવાજનો ટેકો મળવાથી મનમથ જરા મનમાં ભય તો પામ્યો. પણ તે ભયથી મનમથ થોડો ડરવાનો કે થોડો તેના ભયને ગણવાનો હતો ? તે પોતાનેજ સર્વોપરી સમજે છે, તો તે બીજાના પોતાથી મહા બળવાન સર્વજ્ઞ કાં નહોય, તેનાથી તે થોડોજ કંપવાનો હતો ? તે તો પોતાનો નીચ હેતુ પાર પાડવા માટે પોતાના સામર્થનો, સુખનો, વૈભવોનો અને સમૃધ્ધીનો નાશ કરનાર દુશ્મન કાલસ્વરૂપ ધારણ કરીને પોતાના ઘરમાં પેઠો છે તેને ગમે તેમ કરીને ફસાવ્યા વીના કેમ રહેવાનો હતો? શાંત કરવા માટે મનમથ હસતે મુખડેથી ગુણનીધીને કહેવા લાગો કે, 'મારી હવે પછી ગમે તેવા પ્રકારની ગતી થાઓ ! તેની હું હવે જરાપણ દરકાર ન રાખતા તમારા આવા અતી આગ્રેહ અને નીશ્ચાત્મક હુકમને આધીન થઈને તે ગુફા હું તમને બતાવું છુ. તે તમે તમારી દ્રષ્ટીને અજર કરીને બરોબર જો જો.'

**ગુણનીધી**—ઠીક છે બતાવ. તે હુ બરોબર નીરખી લઇશ.

મનમથે તરત બે હાથે તાળાં પાડી, તેની સાથે એક મ્હોટો અવાજ થયો કે ત ગુફા ઉપરનો પોપટ ગુમ થઈ જત તે ગુફા ઉઘડી ગઇ. તે જોતાજ મનમથે ગુણનીધીને બતાવીને કહયું કે, 'હવે તમારી નજરને જલદી પાછી ખેંચી લો.' મનમથના કહેવાથી તેણે તરત પોતાની નજરને ખેંચી લેતાની સાથે તે ગુફા પાછી બંધ થઇ ગઇ. તે ગુફાનો દરવાજો ઉઘડતી વખતે પોપટ એકદમ અલોપ થઇ ગયો હતો, અને પાછો પોતાની જગ

ઉપર કેમ ગોઠવાઇ ગયો તે માટે જો તે ખુલાસો પુછશે તે માટે મનમથને બહુ ધાસ્તી હતી, પણ તેનો તે ખરી ખુબી પુછવાને ગુણનોથી જ જુદું ગોઠું ખાઇ જવાથી મનમથની તે ધાસ્તી તેના મન માંથી સમુળગી નીકળી ગઈ. કારણ આ સમે તેને કોઈ પણ પ્રકારનું ભાન રહ્યું નહોતું. આ તેની બેભાન અવસ્થામાં તે તેને કહેવાને લાગ્યો કે, 'શું ત્યારે બાજી ત્રણ ગુફાઓ મને નહીં બતાવશો ?'

**મનમથ**—તે કેમ નહીં બતાવું.

**અવાજ**—ઓ પાપના પુજારી ! ઓ અધમ નર પીશાચ પ્રાણી ! તારી અધમતા ! તારી નીચતા ! તે તારો અને તારા સાથીઓનો નાશ કરતા નીવડશે તે માટે તું જરા પણ કેમ વીચાર કરતો નથી ? તું ઠગવા જતાજ, તુંજ ઠગાઇ ગયો છે, તે જરા પણ ઠગાણો નથી, અને કદાચ ઠગાણો હોય, એમ જાણીને તું જરા પણ મનમાં મળકાતો નહી, જરા પણ મોઢું વાંકુ રાખીને કદી પણ મનમાં હસતો નહીં. તે તારૂં હસવું અંતે તનેજ રડાવશે. તારો આ સમય છે, તે સમયની અંદર તારાથી જેટલો ખેલ ખેલાય તેટલો ખેલી લેજે.

**મનમથ**—તું વચમાં શા માટે પટપટ કરી રહ્યો છે ? હીંમત હોય તો સમીપ આવી અમારી ચાલી રહેલી જબરી રાજ સત્તાનો નાશ કરી તારી સત્તાને કેમ સ્થાપતો નથી ?

**અવાજ**—હરખાઇ કે પલકાઈ કે મુદલ મલકાઈ જતો નહીં. જરા સબુર કર ! થોડાક સમયની માત્ર ખોટી છે ! તમારા અંહકારનો, તમારા ત્રાસદાયક જુલમનો અને તેની સાથે તમારો નાશ

કરનારીઓ સાત જોગણીઓ પોતાને સ્થાનેકેથી છુટી ચુકીઓ છે. જેને માટે જેણીઓએ વૈરાગ લઇ તુંહી તુંહી પુકારી અલકને રીઝવી રહયો છે તે તું તારા ધ્યાનમાં રાખજે.



## દેખાવ ત્રીજો.



એક આંખના પલકારાની સાથે બીજો દેખાવ અલોપ થઇ જતાં એક મહા અંધકારમય કનકની ઈંટોથી ભરેલી ગુફાનો

દેખાવ જોવામાં આવ્યો. તે ગુફાની ઉપર રખેવાલ તરીકે એક સીંહની આકૃતી બેસાડવામાં આવેલી હતી.

તે જોતાજ ગુણનીધી એક પાષાણના પુતલા સમાન બની જઈને પુકારી ઉઠયો કેઃ-

અલખ અંખડા અવીનાશી, તું રહયો છે ઘટ ઘટ પ્રકાશી;
તુંહી એક છે વીશ્વનો વીલાસી, રટે તુજ ચર્ણનો અભીલાષી.

તે જોતાજ મનમથના શરીરનો મંદ પડી ગયેલી ચૈતન્ય શકતી ફરીને બલીષ્ઠ થવાથી મનમથની આંખમાં નવું તેજ આવવા લાગું. તેનો લાભ મનમથને મળતાજ મનમથ ગુણનીધીને કહેવા લાગો કે, 'આ રીધ્ધી સીધ્ધી અને સમૃધ્ધીથી ભરેલો અખુટ ખજાનામાં અષ્ટ પહોર દેવદુંદુભી વાગી રહેલાછે, એટલુંજ નહીં પણ તેની સાથે ખજાનાની દેવ માનવ દૈત્યો જાદુગરો અને જાદુગરોની યાંત્રીક તાંત્રીક શકતીઓ અષ્ટ પહોર ચોકી કરી રહેલા છે તે ચોકીવાનોને જીતી આ કુબેર ભંડાર લુટવાને આ સકળ જગતમાં કોઈ સમર્થ હોય એમ હું જોતો નથી.

આ અખુટ ખજાનો મેળવવાને મહા સમરથો, મહા બાણાવળીઓ, મહા પ્રચંડ યુધ્ધાઓ, ભડવીર ભુપતીઓ, ત્રીકાલીઓ, હઠ યોગ સીધ્ધી પ્રાપ્ત કરનારાઓ પણ મથી મથીને દેહ સહોત મીણ સમાન પીગળીને આ જાદુઈ ભુમીના પેટમાં પાણીની પેઠે સમાઇ ગયેલ છે. છતા તે માહા અખુટ ખજાનો કોઇને પ્રાપ્ત થઈ શકયો નથી. પણ આ મનમથની કૃપાથી, દયાથી, રહેમદીલીથી, તમને બતાવ્યોછે, પણ તે બતાવવાથી હુ પણ ગોલની પેઠે ઓગળી ગયા વગર હરગીશ રહેવાનો નથી.

**અવાજ**—અરે દુરાત્માં! ભોળાઓને ભરમાવી ભટકાવી મારવાને કયા ભત્રને માટે એટલું બધું હડહડતું જુઠું બોલે છે. એમ કેમ નથી કહેતો કે આજ દીન સુધી આ ગુપ્ત ખજાનાનો ભેદ જાણવાને તમારા સીવાય આ જગતમાં બીજો કોઈ ઉત્પન્ન થયો ન્હોતો.

**અનમથ**-ચુપ! તું જ્યારે જાણતો હતો ત્યારે તું એટલા દીવસ સુધી પડદા બીબીને પેઠે કયાં ખુણામાં ભરાઈ બેઠો હતો. તેના સાથે આવીને તેને આ ખજાનો બતાવતા તારામાં તાકાત ન્હે તી?

**ગુણનીધી**-ઓ કમબખ્ત ચુપ! તે કોણ છે? આખી જગતનો કલ્યાણકારી અને દુષ્ટોનો સંહાર કરતા અલકની મહા શકતીનો માયારૂપ અવાજ છે, અને તે અવાજની સહાયતાથી આ અજ્ઞાનરૂપી અંધકારમાં ઘેરાઇ ભટકી રહેલા દેહધારી જીવાત્માને દીવ્ય ચક્ષુ આપીને મારા તે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરીને તમારો નાશ કરવાને તમારી સમીપ લાવી ઉભો કરવાને તેજ સમર્થ થયો છે. બોલ! સત્વર! વગર અટકવે કહે કે "આ દેહધારી જીવ આ ચારે ખજાનો મેળવી શકશે કે નહીં?

**મનમથ**-આ અમારી અશુરી સત્તાનો, અને તેની સાથે અમારો, નાશ કરી વીલાસ સુંદરી અને અમારા અદભુત જાદુનો પલંગ, અને જાદુઇ ગુફાઓ મેળવી શકવાને જે સમરથ નીવડશે, તેજ આ ચારે ખજાનાનો ભોગતા થશે. કહો તેટલી શકતી તમારામાંછે.

**ગુણનીધી**—તેટલી શકતી મારામાં છે, એમ મારાથી કદી પણ કહી શકાશે નહીં.

**અવાજ**—હા અમે કહીએ છઈયે કે તેના અંગને પોતાના અંગોને અર્પણ કરી, તેના કલ્યાણ માટે, પોતાની સુખી જીદગીનો ભોગ આપીને જ્યાં ત્યાં ભટકી રહેલીઓ છે, તે સાત જોગણીઓ. મહામાયાની શકતીથી તમારો અને તમારી અસુરી સત્તાનો નાશ કરશે.

**ગુણનીધી**-મનમથ ! કાન દઈને તે બરાબર સાંભળ્યું કે ?

**મનમથ**-મારા જન્મની પહેલાજ મેં એ બધું સાંભળેલુ છે, હવે શું સાંભળવાનુ હતું ? કહો હવે તમારી શી ઇચ્છા છે ?

**ગુણનીધી**-જયારે એમછે ત્યારે હું તે માટે તમને પુછુ છું કે, મને તમે જે કનકવરણી ગુફા બતાવી હતી. તે બતાવતી વખતે, તે ગુફાની ઉપર બેસાડવામા આવેલા સીંહ સંબંધીનુ કંઈ પણ ભાન કરાવ્યું નહીં તેનુ કેમ ?

**મનમથ**-તેનું ભાન કરાવવા માટેજ તમારી ઇચ્છા જાણવા માગી હતી.

**ગુણનીધી**- ઠીક છે. તો હવે કરાવો તેનું ભાન.

**મનમથ**—સાંભળો ! આ સીંહ પંચ ધાતુનો બનાવવામાં આવેલ છે. અને તેની ઉપર મુવેલા સીંહનું આખું ખોળ્યું તેની ઉપર ચઢાવી લેવામાં આવેલું છે. અને તેના પોકળ પેટની અંદર પંચ ધાતુના મીશ્રણથી બનાવમાં આવેલા બત્રીસ તારો આડા અવળા અને એક એકની અંદર આડી અવળી આંટીઓ નાખીને

તે બત્રીસ તારના સઘળા છેડા એકત્ર કરીને તેનો એક ગોળાકાર દડા રૂપે એક દડો બનાવીને સીંહુની દુટીમાં ગોઠવેલો છે, અને તે દડાની નીચે ચોસેઠ ટોકરીઓ લટકાવેલી છે, અને તે દરેક ટોકરીની નીચે અકેક તાર બાંધવામાં આવેલા છે, તે ચોસેઠ તારોને ત્યાંથી ખેંચીને સીધા હીરા માણેકવાળી ત્રીજી ગુફાની ઉપર આવેલા એક તીલેસમાતી બાગના મધ્ય ભાગમાં ઉભેલા એક તીલેસમાતી આમ્ર વૃક્ષની ચોસેઠ ડાળીઓ ઊપર બેસાડવામાં આવેલા ચોસેઠ વાંદરાઓના પગે બાંધેલા છે, અને ત્યાંથી તે તારોને ખેંચીને ઝવેરાતની ચોથી ગુફાના દરવાજા ઊપર એક સ્ત્રી અને એક પુરૂષ, એમ તે બંનેને એકમેકને સામસામા અને એક બીજાના પગો એક બીજાના પગોની સાથે મેળવીને સુવાડેલા છે, અને તે બંને સ્ત્રી પુરૂષોના મેલવેળા પગોની વચ્ચે એક કનકવરણી સ્થંભ ઊભો કરવામાં આવેલો છે. અને તે સ્થંભની અંદર ચોસેઠ કડાઓ છે, અને તે દરેક કડાની સાથે બાંધી તેની ઉપર અકેક જાદુઈ તાળું મારવામાં આવેલું છે. તે દરેક તાળાની દરેક ચાવીઓ જાદુના અદભુત પલંગની ઉપરની છતની નીચે ટાંગવામાં આવેલીઓ છે. જેની ઊપર હુવણા કળાધર અને વીલાસ સુંદરી આનંદ કરી રહેલા છે. કહો હુવે તે બાકી રહેલી બે ગુફા જોવા માંગો છો કે કળાધર ને વીલાસ સુંદરીને ?

**ગુણનીધી**—હું તો તે કળાધર અને વીલાસ સુંદરીનેજ જોવાને ઈચ્છું છું.

**મનમથ**-ઠીક છે ત્યારે તે તમારી ઈચ્છાને પરીપુર્ણ કરવાને આ બંદો એક પગે તૈયારજ છે.

## દેખાવ ચોથો.

---

પ્રથમ ત્રણ દેખાવનો છેવટનો ભાગ બદલી ગયો અને ચોથો દેખાવ ત્યાં દેખાવા લાગ્યો. આ દેખાવ કળાધરના ખાનગી વીલાસ ગૃહનો છે. આ દેખાવ જોતાં ગુણનીધી કાંઇક ચમકયો મનમથ દબાયેલો હતો તે જરા નરમ પડયો.

**મનમથ**—કળાધરને જુઓ ! આ જે જાદુગરગરોનો જાદુગર એટલે જાદુની દુનીયાનો શહેનશાહ રસીક વીષયોમાં આ દુની-યાના રસના તત્વોમાં શોધાયેલ એકરસ થાય તેવા અનેક રસો જેના શરીરમાં ઝરે છે. તેવો રસીક સ્વરૂપ મેળવવાના અનેક પ્રયોગો અને સ્વરૂપ આપનારા અગ્નીઓમાંથી નીકળેળા અનહદ સ્વરૂપ પામેલા હજારો કામ દેવના કીર્ણો એકઠા થાય તેવો સ્વરૂપવાન આવો પુરૂષ જેવું કોઈનુ પણ વર્ણન આપણે કાને સાંભળ્યું નથી, તેવા મહાન જાદુગરનો વીલાસગૃહ અરે તેનુ વીલાસ ગૃહ એવું નામજ બીલકુલ છાજતું નથી, એવા અલૌ-કીક ભુવનનો આ દેખાવ છે, આ ભુવનની રચના શ્રંગાર વીગેરેનું વરણુન કરતાં વરષોના વરષ નાકળી જાય એવા અદભુત ભુવનને જુઓ.

**ગુણનીધી**—મનમથ ! બેશક તારો સરદાર મહાન એટલે દુનીયામાંના સર્વ સુખી અને સંપતીવાન કરતાં સૌથી જબર છે એમ મારે કબુલ કરવુંજ જોઇએ. આ શયન ગૃહમાની વસ્તુ ભીંત છતકે આસનોમાં જડેલા મણી માણેક હીરા આદી

રત્નોના પ્રકાશથી કઇ કઇ વસ્તુ કેવી છે અથવા આ વીલાસ ભુવનનો આકાર કેવો છે તે પણ સ્પષ્ટ નજર ભરી જોઈ શકાતું નથી 'અકલ કામ કરતી નથી' એ વાકય આ તારા કળાધરના ભુવનને લાગુ પડે છે.

**મનમથ** આ વીલાસગૃહ અત્યારે કળાધરના વીલાસ ગૃહને માટે ઉપયોગમાં નથી પણ એક વીલાસ સુંદરી નામની સુંદરીનું વીલાસ ભુવનછે.

**ગુણનીધી**—હં ત્યારે તો વીલાસ સુંદરી અહીંજ હશે.

**મનમથ**—હા છે! તે! ભુવનમાંજ જરા શાંતી રાખો! તે હમણા બહાર નીકળશે

**ગુણનીધી**—મનમથ કળાધરની આટલી જાહો જલાલી આટલું સ્વરૂપ અને આટલી સંપતી સાથે અને આવા ભુવનો છતાં શું તેની પાંસે સ્વરૂપવાન સ્ત્રીઓની ખોટ હશે કે એક સાધારણ સ્ત્રીને તેણે ખેંચી લાવી કેમ ગણી છે.

**મનમથ**—મહાતમા! આપ પણ રસીક જણાઓ છે, આ રસીકવાતમાં કાંઇક આપને વીશેષ રસ પડતો લાગે છે તો એ આપનો ભાવજાણી હું વધારે ખુશી થયો છું. કળાધર પાસે દુનીયાનઃ રત્નો સમાન અનેક સ્ત્રીઓ છે, જેમાંની એકની બરોબર આખી દુનીયામાં કોઇ સ્ત્રી નહીં હોય, છતાં એ સર્વ સ્ત્રીઓ જેની દાસી થવાને યોગ્ય છે, એવી આ વીલાસસુંદરી છે એ સુંદરીને નજર ભરી જોનાર માણુસ તપસ્વી હોય તોપણ એને જોતાંજ

મુર્છા પામી જાય છે. જેમ હીરાનો મોટો ગંજ પડયો હોય અને તેમાંથી છુટતાં કીરણો સામે કોઇ નજર માંડી રાખવા શકિતવાન નથી - અને કદાચ નજર સ્થીર કરવા પ્રયત્ન કરે તોપણ એ હીરાના ગજનો કેવો આકાર છે તે જાણવા શકિતવાન નથી. જેમ સુર્યની સામે જોનાર સુર્યના ખરા સ્વરૂપને જાણી શકતો નથી, તમ આ વીલાસ સુંદરીને જોનાર તેના દેહને તો પુરતી દેખી શકતો નથી, એટલામાં એના તેજથી અંજાઇ બેશુંધ થઈ જાય છે. જો કે આતો ફ્રકત દુરની વસ્તુ પાંસે જોવાની યાંત્રીક કળાથી આપોને દેખાડું છું, તોપણ એના પુતળાને જોતાં રખેને આપને કાંઈ અસર થાય એ વીચારથી આ વીલાસ ભુવનનો અંદરનો ભાગ નથી દેખાડતો. જો કે આ તો વીલાસ ભુવનનો ફકત આગળનો નકામો ભાગ છે, ખરેખરૂં વીલાસ ભુવન અને ચમત્કારી જાદુનો પલંગતો હજુ અંદરના ભાગમાં છે. ત્યાં જે હાલતમાં વીલાસ સુંદરી અને કળાધર છે તે બંને સ્વરૂપવાન હીરા સમાન તેજસ્વી પુતળા સહીત એ વીલાસ ભુવનનો પ્રકાશ તમારી આંખો સહન કરી શકે એ વાત બીલકુલ મારા માનવામાં આવતી નથી. આ સ્થળે એ વીષે આપ કાંઈ વીશેષ કહેશો તોપણ એ માટે તો હું આપનું એ અભીમાનજ ગણીશ.

**ગુણસુંદરી**—એ કદાચ તારી અટકળ ખરી હશે તોપણ એટલું તો જાણવા અને જોવા માગું છું કે શું અત્યારે કળાધર વીલાસ સુંદરીપર જુલમ ગુજારે છે.

**મનમથ**—જુલમ શા માટે ! શું કળાધર સ્વરૂપવાન અને ગુણવાન

**ગુણનીધી**—એટલે આ તારા બોલવાનો શું અર્થ છે તે હું બીલકુલ નથી સમજી શકતો.

**મનમથ**—આપના મનમાં શું વીચાર ઘોળાય છે એ હું પણ નથી સમજી શકતો. જરા વીશેષ ખુલાસાથી વાત કરોતો કૃપા.

**ગુણનીધી**—મારે કહેવું એટલુંજ છે કે વીલાસ સુંદરીને જયારે કેદમાં રાખી છે ત્યારે અત્યારે વીલાસ ભુવનના ખાસ ઓરડામાં શું એનીપર જુલમ નહીં ગુજરતો હોય ?

**મનમથ**—હસવા લાગયો અને બોલ્યો. કેવો ગોટાળો મહાતમા, આપણે તો ફરી ફરીને પાછા ત્યાંજ આવ્યા ! હું ન સમજું તમારા કહેવાનો ભાવારથ, તમે ન સમજો મારૂં કહેવું, આતો આંધળા બહેરાની કહાણી જેવું થયું.

**ગુણનીધી**—ભાઈ ! આ તારા બહુ બોલકાપણાથી હું તો હાર્યો. હવે જે હોય તે દેખાડી આપ એટલે પત્યું.

**મનમથ**—શું ત્યારે આપને વીલાસસુંદરીને નથી જોવી.

**ગુણનીધી**—અરે એમ હું કયાં કહું છું. ભલા માણસ એમ આડો કયાં ફાટયો.

**મનમથ**—તે આપનીજ ઇચ્છાનું અનુકરણ છે.

**ગુણનીધી**—હું તો તારાથી હાર્યો, તારી પાંસે નમી જતાં પણ તુ થોડોજ સીધો ઉતરીશ, કુતરાની પુછડી વાંકી તે વાંકીજ.

**મનમથ**—એ વીચારમાં આપ ભુલ ખાઓ છો શું કદર અને અકલ આપનામાંજ રહેલી છે અમે ચાહે તેવા વીષયાંધ અને અધર્મી છઈએ તોપણ દાના દુશમન છઇએ

**ગુણનીધી**--ખરેખર મનમથ હું માનુંછું કે તમે શાણાછો અત્યારે મારા હૃદયની એક વાત તને જણાવું છું અને તે એજ કે મને વીલાસ સુંદરીને એક વખત દેખાડ.

**મનમથ**--ભુલ! ભુલ! ભયંકર ભુલ થાય છે, એ નજરે જોતાં તમારી સ્થીતી પૂરી જશે, વળી અત્યારે એ ચતુર ચાંદના તેજમાં તમે કાંઈ તેના અંગનો ભાગ સ્પષ્ટ નહીં જોઈ શકો. ત્યારે નાહક કાં તમારી શુધિ ગુમાવો છો

**ગુણનીધી**-તે ગમે તો થાય પણ મારે એક વખત એ સુંદરીને જોવી છે કે એની સ્થીતી અત્યારે કેવી છે.

**મનમથ**--આ દેખાવ મારફત આપને એ સલુણીને દેખાડવી તેમાં મને કાંઇ પણ નુકશાન નથી તેમ કાંઇ વીશેષ મહેનત પણ નથી છતાં હું આનાકાની ફકત તમારા હીતખાતરજ કરૂં છું.

**ગુણનીધી**--મારે મારૂં હીત નથી જોઇતું પણ.

**ગુણનીધી**- સબુર કરો ! અમોને તમે વીષયાંધની ઉપમા આપો છો અને અત્યારે આ આપનુ અનુકરણ કેવું થાય છે.

**ગુણનીધી**--હું કાંઇક ઉંચા વીચાર ધરાવું છું.

**મનમથ**--હાં સમજ્યો ! સ્વારથ સાથે પરમાર્થ કેમ.

**ગણનીધી**--તે બાબતમાં હવે તારે માથું ન મારવું જોઇએ જો મારી વીનંતી પર ધ્યાન આપીશ તો હું તને કાંઇ કે લાભ કારક નીવડીશ.

**મનમથ**—મારો તો આ અંતનો સમય છે, માટે તમારો લાભ નથી જોઈતો. પણ તમારા લાભને ખાતર મારે કાંઇ ત્રીજોજ રસ્તો લેવો જોઈએ નહીંતર પછી આપ મને દોષીત બનાવશો.

**ગણુનીધી**—તે તારી મરજી રૂપ કર.

**મનમથ**—અત્યારે વીલાસ ભુવનમાંથી એ બનેમાંથી એક પણ બહાર નીકળે તેમ નથી તેમ તેજ હાલતમાં વીલાસ ભુવનમાં તમને બતાવવાથી જે હાની થશે તેનો ખુલાસો પણ થઈ ગયો છે, જેથી એની બાબત પૂરી ફરીને કહેતાં હું અચકાઉંછું, માટે તમારા માનખાતર અને મારે જે ભેદ આપને દેખાડવાની જરૂર છે તે ખાતર જે રસ્તો લઉંછુ તે આ પ્રમાણે આ ચોથો દેખાવ વીલાસ ભુવનની સામે એક મોટી આરસી છે જેનો વ્યાસ ચોરસ પચાસ પચાસ ફુટની છે. તેની અંદર એ વીલાસ સુંદરીનો પડછાયો ફક્ત દેખાડી શકાશે. કારણ એથી વીશેષ દેખાડતાં ઓરડનુ દોર કાંઇ થાય તો પછીથી તમે મને દોષીત કરો

**ગણુનીધી**—ભલા એમ તો એમ પણ હવે જલદી કર.

**મનમથ**—ઘણી ખુશીથી જુઓ.

---

# દેખાવ પાંચમો.

---

જો કે આ સકલ જગત બ્રહ્મમય છે. અને તે બ્રહ્મમય જગતની જે માયાક અને મોહક વસ્તુ તથા પદાર્થો જે આપણે જોઈએ છીએ, અને તેનો અનુભવ લઈએ છીએ તે પણ બ્રહ્મમય છે. તે સતછે કે અસત છે તે માટે તેનો રચનાર બ્રહ્માપણ તેનો નીર્ણય કરી શકયો નહીં હોય તો પછી આ મજ્ઞાનીઓ શું કરી શકવાના હતા? અને તે માટે જો કોઈ દાવો કરતો હોયતો તેને હુંતો જગધુતારોજ સમજીસ. તે તો ફકત એક અલખ વીહારીજ જાણે છે.

આ સમે મનમથે પોતાનો પાપી હેતુ પાર પાડવા માટે જે માયાક અને મોહ પમાડનારા જે ચાર અદભુત ચમત્કારો ગુણુની ધીને બતાવ્યા છે, તે જો આ સમે બ્રહ્માને અથવા એકાદ બ્રહ્મનીષ્ઠને બતાવવામાં આવ્યા હોતતો, શું તેઓ મોહ પામ્યા વગર રહેત કે? દાખલા તરીકે કહીશ કે આ જગતમાં જે બ્રહ્મનીષ્ઠો હાલમાં હૈયાત છે તેઓનો શું મોહ છુટી ગયો છે? જો તેઓનો મોહ છુટી ગયો હોત, તો પછી ચેલા ચેલકીઓ મુંડી લાખે રૂપીઆની પુંજી એકઠી કરીને તેના વ્યાજો ઉપજાવત? અને તેને માટે હીસાબ રાખનારાઓને રાખતે? જુઓ વૈષ્ણવો અને સ્વામી નારાયાણના આચારીઓનો મોહ! તેઓનો તે મોહ શું ન કરી શકે? તે પાપને પંઠે ચઢાવી સત્યનો ત્યાગ કરાવે. આ સમય વેદ વાણીનો છે. તેને પડતી મુકીને તેને ઠેકાણે કેટલાએક ધર્મગુરૂઓ અથવા ધર્મગુરૂ બની જઇને કેટલાએક મંદીરોમાં રાતની વખતે

સ્ત્રીઓ અને પુરૂષોનો સત્સંગ જમાવીને તેની પાસે કાલા કૃષ્ણના શ્રૃંગારી પદો ગવરાવી મોહમાં નાખે છે, જો તેવી રીતે તેઓ ન કરેતો, તેઓના મનોરથો પુરા કેમ થાય ? તે મનોરથો પછી ગમે તેવા પ્રકારના કાં ન હોય ? વાંચક ! તેનો તુંજ વીચાર કરી લેજે.

જેને અલખની શકતીની સહાયતા છે અને તે સહાયતાને આધરે દોરાઇને પોતાની જીંદગીનો ભોગ આપો, કેવળ પરમાર્થને માટે, પોતાથી સહન ન થઈ શકે તે કરતા એક ભારે બોજો ઉપાડી લીધો છ તે શું હેરતપમાડનારી વાત નથી ? તેના જેવો એક અલ્પ પ્રાણી ! જે હજી આ દુનીઆ અને આ દુનીયાની મોહ મય માયાનો અનુભવ લે છે, તે મોહ પામે તેમાં શી નવાઈ? જો કે આ તેનો મોહ માત્ર ક્ષણીકનો હતો. તે મોહમાંથી મુકત થતાનેવાર બોલી ઉઠયો કે, ‘ઓ મનમથ ! તું હજી કળાધર અને વીલાસ સુંદરીને કેમ બતાવતો નથી ?

**મનમથ**—મારી કયાં ના છે. લ્યો ત્યારે જુઓ ! પણ જો જો ! ચીતડું છટકી ન જાય !

**ગુણનીધી**—તે માટે તારે વીચાર કરવાનો નથી પણ મારે કરવાનો છે.

**મનમથ**—આ દેખાવ દર્શક યંત્રથી જો કે દુરની વસ્તુ પાંસે દેખાય છે, તોપણ તેના સ્વરૂપમાં ઘણોજ ફેરફાર થાય છે. બલકે ઓછામાં ઓછું તેજ દેખાય છે, ત્યારે સત્ય વીલાસગૃહ માં રહેલી વીલાસસુંદરી અને કળાધરનો પડછાયો ફકત આરસીમાં દેખાવાથી ખરા સ્વરૂપનો હજારમાં હીસો દેખાશે. જેથી એના પ્રકાશથી આપને પણ કાંઇ નુકશાન નહીં થાય. આટલું મનમથ

બોલ્યો તેની સાથેજ પાંચમો દેખાવ બદલી ગયો. અને શું દેખાયું? કળાધર હીંડોળા ખાટપર હીંચે છે, વીલાસ સુંદરીનો એક હાથ તેના ગળામાં છે. અને બીજા હાથથી કળાધરના મુખમાં પાનની બીડી આપે છે આ દેખાવ જોતાં ગુણુનીધીને શું અસર થઇ, હાય વીધાતા! અંતે શું પાપીનો જય થયો?' આ હું શું જોઉં છું, સત્ય કે અસત્ય! તેનો નીર્ણય કરી શકવાને મારી સકતી હરાઈ ગઇ છે! જેને માટે આ શરીરને શુકવી શુકવીને જંગલની એક સુકી કાઠો સમાન બનાવીને, મહા કષ્ટ વેઠતો અંહી સુધી આવી ચુકયો છું. તે પુતળી અંતે શું ભ્રષ્ટ થઇ? હાય! એટલા શબ્દો બોલતાં તે જમીનપર પડી ગયો, અને મુર્છાગત થતાં તે તદન બેશુદ્ધ બની ગયો.

વાચક! મનમથે જે ચાર દેખાવો ગુણીનીધીને બતાવ્યા છે તે ખરાજ હતા, તે દેખાવોનો નાશ કરી ગુણનીધી આગળ વધ, તેનો, તેના સાથીઓનો, તેની શકતીઓનો, તેની સત્તાનો, અને તેના સુખોનો, તેના વૈભવોનો નાશ કરતો અટકે, અને તે પોતાની સપાટામાં સપડાઈ કેદી રૂપ બની જાય તેટલા માટેજ, તેણે આ ખોટો અને ભ્રમણામાં નાખી વીલાસ સુંદરી ઉપરથી આસ્થા ઉઠાડી મોહ પમાડનારો આ પાંચમો દેખાવ બતાવ્યો હતો. જો કે તે દેખાવને હાલ તુરત તો ગુણુનીધી ભોગ થઇ પડયો છે પણ તેથી મનમથનો પાપી હેતુ પાડ પડવાનો નથી.

ગુણીનીધીને બેશુધ્ધ થઈ પડતાજ તેને સહાય કરનાર શકતીએ તેનું રક્ષણુ કરવાને, પોતાના અરપેલી શકતાને આજ્ઞા કરી, આજ્ઞા થતાજ ગુણીનીધીનું રક્ષણુ કરનારૂં ખડગ, તેની કમરમાંથ.

ઝટ બહાર નીકળી તેનું રક્ષણ કરવા લાગ્યું. તે જોતાજ મનમથ પોતાનો પ્રાણ લઈને નહાઠો. 'કરણી તેવી ભરણી.'

વાંચક ! વીલાસ સુંદરી તો તદન નીરદોષ છે, નીષ્કલંકીતછે, તે તો બીચારી હવણા એક અંધારી ભયંકર ગુફાનો દુખમય અનુભવ લેતી તુંહી તુંહી પુકારી રહેલી છે. જેવી રીત તે દુષ્ટ મનમથે વીલાસ સુંદરરીના સત્યાપણા ઉપર ખોટું આળ ચઢાવવાને કાંઈ બાકી રાખી નથી. તે તારી નજરે જોયું છે. તેથી તું તેણીને માટે કોઈ પણ પ્રકારનો હલકો વીચાર કરતા અટકજે.

ચાલ વાંચક ! હવે તારી નજરને સાત ભાગની ઉપર નાખ. અને સરોવરની સુંદરી કોકીલા શ્રીરંગા, શ્રીદેવી અને કંદ્રાની શકતીઓનો અનુભવ લે.



# વીલાસ સુંદરી

અને

# અદભુત જાદુનો પલંગ.

## ભાગ સાતમો.

લખનાર
પરાયગજી પુરૂષોત્તમદાસ કુન્તનપુરી-યોગી.

છપાવી પ્રસીધ્ધ કરનાર
સુંદરદાસ પરાયગજી કુન્તનપુરી-બુકસેલર.

મુંબઈ:
વી સં. ૧૯૬૮ ઇ. સ ૧૯૧૨.

કીંમત રૂપીઓ એક.

મુંબઈ.

છપાવી પ્રસીદ્ધ કરનાર સુંદરદાસ પરાયગજી કુન્તનપુરી. ઠેકાણું કાલબાદેવી, મલ્લાહારવાડી ઘર નંબર ૯—તેને માટે કાવસજી શોરાબજી કમર પ્રેસના માલીક અને પ્રીંટરે અબદુલ રહેમાન સ્ત્રીટમાં આવેલા કમર પ્રેસમાં છાપી પ્રસીદ્ધ કરેલ છે.

# વીલોકી દર્શન.



આ લેખ કલ્પીત કથાનો છે, તેના છ ભાગ આજ દીવસ સુધીમાં મારા સ્વતત્ર વીચારથી લખાઇ છપાઇને બહાર પડી ચુકા છે જો કે મારી કેટલીક બેદરકારી અને મગજની ખોટી ખુમારીથી એક હીંદુસ્થાની બુકસેલરને પાંચ ભાગનો હક આપી દીધો હતો, અને છઠાનો હક એક અમદાવાદીને આપ્યો હતો. તેની સાથે જે સરતો કરવામાં આવી હતી, તે સરત મુજબ તે ન વતતાં તે સરતોનો તેણે ભંગ કરીઓ હતો. અને તેણે છઠા ભાગના બાકી રહેલા લેખના નાણા ન આપવાથી છઠા ભાગનો અધુરો રહેલો લેખ (છઠા ભાગની પુર્વણી તરીકે છાપી) આ સાતમાં ભાગની સાથે ઉમેરવામાં આવેલ છે. તે ઉપરથી વાંચક તારી ખાત્રી થશે

જો આ સ્થળે જગ્યાની મારામારી ન હોતતો, મગનલાલ નામના અમદાવાદી બુકસેલરે અત્રે આવીને મારી સાથે જે સરતો કરી ગયો હતો તે મુજબ ન વરતવાથી. તે સરત રદબાતલ કરી હતી, અને તે રદબાતલ કરનારી નોટીસવાળો લેખ અમદાવાદમાં વહેંચ્યો હતો, તે આ સ્થળે દાખલ કરી વાંચક વર્ગના મનની ખાત્રી કરી આપત કે તે લે ભાગુ બુકસેલરોની બુધ્ધી કેવા પ્રકારની હશે ?

આવા કેટલાએક કફોડા સંજોગોને લીધે આ વારતાના બાકીના ભાગ છાપી વાંચકોની સમક્ષ રજુ કરવાં જતા મને બહુ અડચણો ભોગવવી પડી હતી. તે અડચણો ઘણે ભાગે દુર થઈ જવાથી, આ સાતમો ભાગ છાપી બહાર પાડતાને વાર લાગી નથી. તેટલીજ ઝડપથી તેની પાછળ આઠમો ભાગ છાપા બહાર પાડવામાં આવશે જો કે નવમો અને દસમો ભાગ લખાઇને તૈયાર છે, જો તે

અલખ વીહારીની, મારા પ્રત્યે પુર્ણ કૃપા હશે તો, તે કૃપા વડે, તે બંને ભાગો આ વર્ષની આખેરી સુધીમાં બહાર પાડી શકવાને સમર્થ થઈશ. આ વારતાનો છઠો અને સાતમો ભાગ જે કલ્પનાઓથી લખાએલછે તેવી કલ્પનાથી પાંચ ભાગો લખાયા નથી, તેથી તે પાંચ ભાગમાના લેખો આ ભાગોના લેખો આગળ રસ વગરના અને ઝાંખા મને લાગે છે તો તે વાંચક વર્ગને કેમ નહીં લાગે વારૂં ? માટે તે પાંચે ભાગો ફરીને સદનતર નવી કલ્પનાથી લખી છાપી પ્રસીધ્ધ કરવાનો મનસુબો રાખ્યો છે. અને વીલાસ સુંદરી અને અદ્ભુત જાદુના પલંગને બદલે વીલાસ સુંદરી અને માયા વીલાસ નામ રાખવામાં આવશે. જો કે તેનું નામ બદલવાથી તે માહેલો વીષય તો તેના અસલ સ્વરૂપમાં રહેશે, પણ પ્રથમનાં સ્વરૂપ કરતાં તે ઉંચુ સ્વરૂપ તો ધારણ કરશેજ.

જો કે મારા ખુમારીવાળા મગજમાંથી નીકળેલા આ ખુમારી વાળા લેખો, જે લેખો ચીતરતી વખતે કોઈ પણ લેખકની મદદ લીધા વગર અથવા તેની નજરે પાડયા વગર છપાવી બહાર પાડેલ છે, તે ફકત મારા પાકા અનુભવનીજ આ પ્રસાદી છે. તે લેખ આ સમયની નવી પ્રજામાં શા માટે વીશેષ પ્રીય થઈ પડયો છે, તેનું ખરૂં કારણ કોઇકજ સમજી શકશે.

આ લેખ પ્રસીધ્ધ થવા માટે જુદા જુદા વાંચક વર્ગ જુદા જુદા કારણો દર્શાવે છે, પરંતુ તેમાં જો કાંઇકે પ્રીયકર હોય તો તેની સાદી ભાષા અને ઉંચા પરંતુ સાદા સ્વરૂપમાં દર્શાવેળા વીચારોજ છે આ વીષય છઠા ભાગની પ્રસ્તાવનાનાં વર્ણવેલ છે, જેથી આ સ્થળે વીશેષ જગા રોકી વાંચકોને નાહક કંટાળો આપવા વ્યાજબી ધારતો નથી.

પી. પી. યોગી.

# અલક્ષ છંદ.



ઉડગણ સગણ નભગણ, ત્રય ગણ ગણપતી ગુંજ;
ભ્રમણ રમણ ક્રમણ રણ, અલક્ષ અણ અંભુજ.
ઇંડ પીંડ બ્રહ્માંડ મીંડ, અખંડ અંડ અણુકાર,
બાગ નાગ પરાગ પરશુ, તમ તનય તનકાર.

# સંસારની ચોપટ બાજી.



જગત આ ખેલ જુઓ ચતરંગ ચોપટનો,
દશા પાસા દાવે દેખ્યા, જીતતા અનાડીઓ.
ચતુરાઇ ચેતી ચાલે, ચક્કર ફીરે ચતુર,
દશા દાવે પડે પાસા, જીતતા અનાડીઓ.
ખેલ ખુબ ખેલી જોયો, રસ બસ રેલ છેલી;
હારી બેઠી ચતુરાઈ, જીતતા અનાડીઓ.
યોગી જગ જુઓ જાગી, ખલકનો ખેલ ખોટો;
દશા દાવમાં ડુબેલા, જીતતા અનાડીઓ.

શ્રી વૈશ્ય જ્ઞાતી કુળદીપક,

# જીવા વણાક પરીવાર

જન્મભુમી કુન્તનપુરી,

(કુતીયાણા.)

સૌરાષ્ટ દેશમાં દશા સોરઠીયા વણીક જ્ઞાતી જયારે ભાગ્યોદયથી પુર્ણ પ્રકાશમાન હતી, તે સમયે એ પ્રકાશમાંનુ એક મહાન કીર્ણ (જીવા વણાકના) ખાનદાની કુળમાં મારો જન્મ થયો છે. જેથી એ મારા જન્મ દાતા ઊત્તમ ખાનદાની કુળ પ્રત્યેની મારી અંતઃકરણમાં લાગણી ઉછળવાથી આ મારો વીલાસ સુંદરી નામક વારતાનો સાતમો ભાગ, એ નામનો લેખ એ પ્રકાશમાન કુળને અર્પણ કરૂં છું.

લી. જીવા વણાક કુળ (ખાનદાની) નો ફરજંદ.

**પરાયગજી પુરૂષોત્તમદાસ કુન્તનપુરી.**

જન્મભુમી કુતીયાણા.

(જુનાગઢ તાબે સૌરાષ્ટ.)

# વીલાસ સુંદરી

અને

# માયા વીલાસ.

---

## ભાગ સાતમો.

---

### પ્રકરણ પહેલું.

### અલકમંજરીનું સ્વપ્નું—મહીલા રાણીના આત્માના દર્શન.

---

વાંચનાર ! આપણે ચોથા ભાગનાં અલકમંજરીના લગ્ન સરધર સાથે થયા પછી તેઓને મહીલાનગરીમાં કળાસુરીના અને રાક્ષસના રક્ષણ નીચે આનંદ કરતાં છોડી દીધા છે. મહીલા નગરી ત્રીયા રાજની મહીલા સમાન સ્ત્રીઓને માટે મહીલા રાણીના સમયમાં ખરેખર આનંદીજ હતો; પરંતુ હાલમાં તો

સરધરના હાથમાં એ રાજયંનો કબજો આવ્યા પછી એ નગરીમાં ન્યાયીક રીતો અનુસારે ખરેખર ન્યાયનુંજ રાજય હતું. સર્વે પ્રજા શાંતીમાં નીમગ્ન થઈ પ્રજાને પુર્ણ સુખ દેનારા કાયદાને, પુરતો અમલ થયા પછી માગધ દેશ તરફ જવા સરધરનું દીલ ખેંચાયું. તેથી પોતાનો વીચાર અલકમંજરીને જણાવ્યો. સતી અલકમંજરી કે જે સ્વામીનાજ હીતમાં હીત સમજનારી પોતાના પ્રેમીને જયાં અને જે વસ્તુમાં આનંદ થતો હોય તેમાંજ આનંદ માનવાથી પુર્ણ પતીવૃતા પતીની આજ્ઞામાં નીમગ્ન બની.

સરધર કલાસુરી સાથે કેટલીક રાજય પ્રકરણી બાબત માટે નગર ચર્ચામાં નીકળેલ છે. મધ્ય રાત્રીનો સમય થયો, આ વખતે પતી ઘેલી અલકમંજરી પતીનાજ વીચારમાં મગ્ન બનેલી નીદ્રાવસ્થામાં છતાં સ્વપ્નામાં પણ એજ વીચાર કલપેછે. માગધ દેશ શ્વામીના હૃદયના આરામનું સ્થાન સ્વામીની માતૃ ભકતીનો પ્રવાહ સ્વામીનો અનંત પ્રેમ જયાં સ્થીરછે, એવા શ્વામીના સહોદર સબંધી જયાં વસેછે, ત્યાં જવાથી સ્વામીને કેટલો આનંદ થશે ! આ રાજ મુર્તી સદાય આનંદીત રહેછે તે મુખ જયારે પોતના ખરા પ્રેમથી અચ્છાદીત થશે ત્યારે એ આનંદથી કેટલુ વીકાસ પામશે ! અહા ! એ મુખની શોભા જોવા મારૂ મન કેટલું તન મનાટ મચાવી રહયું છે અહા ! એ સ્વરૂપનો વીચાર કરતાં શી શાંતી ! શો આનંદ ! વાહ ! એટલું બોલતાં

એજ વીચારમાં ધ્યાન ધરી ગઈ. અલખ આનંદ જેવી તેના હૃદયમાં શાંતી છવાઇ ગઇ તે સાથે તેણીને નીદ્રા પણ આવી ગઈ.

નીદ્રા કેવી છે ? જાગૃતમાં જે ખ્યાલમાં જીવ રમત કરતો હતો, તેજ ખ્યાલમાં ચારે અવસ્થામાં ખેંચાઇ જાય છે, તેમજ અલકમંજરી શાંત નીદ્રામાં પણ એ સ્વપનું જોવા લાગી. એક મુગ્ધા બાલીકા જયારે સાસરે જાય ત્યારે માતુ સહવાસ છોડતાં જે કાંઇ ભાવ થાય તેજ ભાવ અલકમંજરીને પણ ઉત્પન થયા.

સ્વપનું સાચું કે જુઠું, અને જુઠું તો તે શી વસ્તુછે ? અને તેમાં દેખાયેલા દેખાવના પરીણામની સાચાઇ માટે જન સમાજ જે જે અટકળો કરેછે, સ્વપ્નના પરીણામ માટે કોઈક પુરાણીક શાસ્ત્ર જે કાંઈ કહેછે તેની ખરેખરી સચાઇ માટે હજુ સુધી કાંઇ નીર્ણય થયો નથી, તોપણ સ્વપ્ન અને તેમાં દેખાતી બાબત માણસની બુદ્ધી બહારની એટલે કાંઇક ઇશ્વરી (કુદરતી) શકતી છે, એમ આપણે કબુલ કરવુંજ જોઈએ. અલકમંજરી આ વખતે નીંદ્રામાં કાંઈક એવાજ સ્વપ્ના જોવા લાગી. પ્રીય પ્રેમીની સાથે તેના પ્રીય દેશ જવા જોકે ફકત પ્રેમીના આનંદને માટેજ ખેંચાણ થયું, તોપણ માતા ભાવ આ સમયે યાદ આવ્યો, માતાની યાદ અચાનક હૃદયે ચડી આવી; માતા પ્રેમ જાણે સાસરે જતી દીકરીને ખાસ શીખામણ દેવા હાજર થયો હોય તેમ કાંઈક હૃદયમાં નવીન ચમતકાર પ્રકાશીત થયો, અને તે સાથે કોઇ અપુર્વ પડદો ફાટી ગયો.

મહીલા દેવીનો આત્મા ! હા આત્માજ ! અલકમંજરીની દ્રષ્ટીયે દેખાયો. અલકમંજરી આ જોઇ અદભુત કલ્પના કરવા લાગી, એટલામાં મહીલા દેવીનો આત્મા તેની સમીપ આવી બોલવા લાગ્યો.

'પ્રીય દુહીતા ! વ્હાલી દીકરી ! આવ આવ ! મારી ગોદમાં સમાઇજા ! જો હું તારી માતાછું. કેમ મને ભુલી ગઈ !'

'મા મા આ શું ? આ તારી શી સ્થીતી ! અથાગ સૌદર્ય અને અમાપ શકિતવાન દેહનું આ કેવું સ્વરૂપ ! ફકત તેજ અને તેજોમય આ તારૂં સ્વરૂપ જો કે હું સારી રીત ઓળખી શકુંછું, તોપણ તેમાં થયેલા આ અપુર્વ ફેરફાર માટે મને શું થતું હશે ? મા, તારી પ્રીતી હું ઘડીવાર વીસરતી નથી. માતા સમાન દુન્યામાં કાંઈ પણ નથી. અરેરે ! મા, આ દુનીયાના સર્વ પ્રેમ મેં જોયા ! સર્વ સુખ અનુભવ્યા, પણ તારા ખોળાનો નીશ્ચીંત આનંદ અને તારો અપુર્વ પ્રેમ કયાંય નજોયો. અહા ! મને છોડી કયાં ગઇ હતી ? આજે મારી ખબર લીધી એ તારો કેટલો ઉપકાર ! માતા તું, તું જાણે છે કે મારી દીકરી કાલેજ સાસરે જાય છે; તારા વચનને માન્ય કરી તારી દીકરી તારા બતાવેલા સ્રીના સત્ય પંથે ચાલે છે. તો તારી ફરજ બજાવવા શું તું આવી પહોંચી ? ધન્યછે આજની ઘડી અને આજની પળ. સાસરે કેમ વરતવું, અને દુનીયા સત્ય રાહે કેમ પાર ઉતરાય, તેની શીખામણ દેવા તું આવી પહોચી. અહા ! આ તારી કેટલી પ્રીતી !' એટલું કહેતાં મહીલા દેવીના આત્માને બાથ ભીડવા અલકમંજરાનું સ્વપ્ન

શરીર દોડયું. આ જોઇને મહીલા દેવીનો આત્મા દુર ખસી ગયો.

તે પ્રકાશીત આત્મા બોલ્યો કે, ' બચા ! દીકરી ! તું મને માતા સમજે છે તો તેજ ભાવથી હું તારી સાથે વાત કરૂં છું. જો કે માતા પુત્રી પીતા પુત્ર ગુરૂ શીષ્ય અને દુનીયાના દરેક સબંધીના સબંધ કયા પ્રકારના છે? એતો ફકત દેહ સાથેના દેહના સબંધછે અને તે પણ દરેક આત્માની ઉતરતી સ્થીતી થયા પછી સ્પુરણાના કાલ્પનીક કર્મને અનુસારે દેહ સાથે દેહને સબંધ બંધાયછે. એ કર્મ ભોગવતા રાગ દવેશ અને પ્રીતી જાગેછે, પણ એ સર્વની વાસનારૂપ સ્પુર્ણાની ઉત્પતી જયારે મંદ થાયછે, ત્યારે આત્માની પ્રીતી મહદ થાય છે, અને એ પ્રીતીનું મંદપણું સર્વ સબંધને અસલ આત્માને ઓળખી શકે છે. આત્મા અને તેનું વીસ્તીરણ સ્પુરણાથી છે. એ સ્પુરણાનું અનુકરણ તારી મારી અને અને આખી દુનીયાની પ્રીતી અને સંબંધનું કારણ છે. એજ કારણ વસ્તુને પણ ઐકય કરી દેહના પંચ તત્વને પોશાક અને અંતે દેહ રૂપ થાય છે. દેહ અને દુનીયા પંચ તત્વ કલ્પના, ચાર અવસ્થા, અને યોગ એ સર્વે ફકત આત્મા અને સ્પુરણા (પ્રકૃતી) નું પ્રીતીનું કારણ છે. એ વીશય જોકે તારાથી સરલતાથી સમજાય તેમ નથી, તોપણ દરેક માણુસ દેહ ધારણ કરનાર (આત્મા) ને જાણવાની ખાસ જરૂર છે. જયાં સુધી આ ભેદ જાણયો નથી, ત્યાં સુધી માણુસનો આત્મા કદી પણ મુકત થનાર નથી. માણુસનો આત્મા અને પ્રકૃતીથી આ દેહ અને દુનીયા ઉત્પન્ન થઇ છે, એમ આત્મજ્ઞાની, બ્રહ્મજ્ઞાની અને

બીજે રૂપે કહીયેતો વેદાંત કહે છે. તોપણુ સાધારણુ જીવ અને આત્માનું ભ્રષ્ટપણું, દુનીયાની ઉત્પતી, દુનીયાનું હોવાપણું, અને દેખાવ પણું, દરેક જડ વસ્તુ મીશ્રણુ થવાથી તેમાં અલોકીક ચૈતન્યનું ઉત્પન થવાપણું, આવી અનેક સંજ્ઞાથી સત્ય શું? આત્મા શું ? એ વીશે મહાન વીદ્વાન યોગી અને સમર્થ કર્માચારી પણ નીરણય સમજાવતા હાર ખાઈ ગયા છે. આ વીષય જોકે ઉંડો છે, તોપણુ આટલી વાત તને કહેવાનું કારણુ એજ છે કે દરેક દેહ ધારણુ કરનારે આ વીષયમાં વીચાર કરવાની ખાસ જરૂર છે. દરેક માણુસ પોતે કોણુ છે ? કયાંથી આવેલછે ? કયાં જવાનું છે ? પોતે કઇ વસ્તુથી બનલો છે? આ દુનીયા શી વસ્તુ છે ? એવા અંતના પણ ખરૂં જોતા તો શરૂઆતના વીચાર કરવાની જરૂર છે. હવે અલકમંજરી હું કોણ છું ? તારે મારે શુ સબંધ છે ? હું અત્યારે તારી સામે આવીને ઉભેલ છું તેનું સ્વરૂપ શું છે ? એ બાબત જાણુવા માટે તને ઉત્કંઠા થઇ હશે, તો તે તારી ઉત્કંઠા કળાસુરી સમજાવશે, કારણુકે તેણે યોગ વીધાનો સારો અભ્યાસ કરેલ છે. આ બાબત જો કે હુ તને વધારે સમજાવી શકું તોપણુ આ અવસ્થા અને અત્યારની મારી નીરમળ વૃતીથી તને તથા આ દુનીયાના સાધારણુ માણુસને સમજાવવા માટે આ રસ્તો ગહન ગણાશે, અને તેથી દુનીયાંના વીદ્વાન, શુષ્કવેદાંતી અને મીથ્યા યોગી, કે જેઓ સીધ્ધીનેજ ચહાય છે, તેઓને આ ઉત્તમ જ્ઞાન સ્પષ્ટ દરશાવવા માટ કળાસુરા જેવા ઉત્તમ યોગ અને સીધ્ધીઓ એ બને વસ્તુના અનુભવી પાત્રની શકિત સમ નીથવડે છે'

“માતા આ તારો જ્ઞાનનો ઉપદેશ જોકે મને કાંઈક અપુર્વ વસ્તુનું ભાન કરાવે છે, તોપણ આ તારી જયોતીમય તેજી મુર્તી અત્યારે મને શું સુચવવા આવી છે, અથવા મારૂં શું હીત દરશાવે છે તે ખુલું સમજાતું નથી. જેથી મારી પરનો તારો નીસ્પૃહ પ્રેમ, તારા આત્માની સાત્વીક વૃતી, અને અમો અલ્પ પ્રાણીનો ઉધ્ધાર કરવાની તમારી પરમાર્થ વૃતી અમારૂં શુ શું શ્રેય દર્શાવેછે. તે જાણુવાને મારૂં મન તલપા રાહયું છે.

**મહીલા દેવીનો આત્મા**—બાળા તારી વૃતી સરલ છે, તું ખરેખર મહીલા દેવીનો આત્મા ધારણ કરનાર દેહને શોભા આપે તેવી છે, તો તને અત્યારે તારૂં તથા તારા પતીનું હીત થાય, એવી હકીકત જણાવવા હું આવેલછું. તમારૂં એટલે તમારા સ્વામીનું ખરૂં હીત કરનાર જે ગુણુનીધી નામનું પાત્ર છે. જેના તારા પતીપર અનેક ઉપકાર છે, અને જે ઉત્તમ માણુસ તારા પતીનું સર્વ કરતાં વધારે ભલું ચાહે છે. તેની તમારે અત્યારે મદદ કરવાની જરૂર છે. જો કે કરનાર સમર્થ છે, કોઈનું કરયું કાંઇ થતું નથી. માણુસ કોઈનુ ભલું અગર બુરૂં કરવા શકિતવાન નથી. તોપણુ આ કુદરતી કાયદામાં સૌ કોઈ કારણુરૂપ અને એ કારણુરૂપ, થવા તમારૂં ભવીષ્ય નીરમેલું છે. તમારે તો એ ગુણુનીધીની સહાયતા ખાતર કલાધરના દેશપર જવાની ભલામણુ કરવા હું આવેલ છું.

**અલક**—માતા, અગમ્ય દેવી! પવીત્ર!! આત્મા આ તમારી મારાપર કેટલી પ્રીતી !!!

**આત્મા**—મારી આ પ્રીતી આ સમયે તો ફકત નીમીત માત્ર છે, તોપણ મારી ફરજ એ નીમીતરૂપ થવીજ જોઇએ, એવા કેટલાક ઈશ્વરી (કુદરતી) સંયોગથી આ હું તને કહું છું.

**અલક**—આપ ઉત્તમ પાત્રો જો કે કોઈનું ભલું કરનાર થતાં છતાં પોતાની પર ખેંચી અભીમાની થતા નથી, તોપણ અમે દુનીયાના સાધારણ પ્રાણી જો તમારા આ ઉપકારને ભુલી જઇએ તો અમારી કનીષ્ટતા (હલકાઈ) એથી કેટલી વીશેષ કલ્પાય

એટલું કહી ઉપર નજર કરે છે, તો મહીલાદેવીનો આત્મા અદ્રશ્ય થયો. અલકમંજરી વીચારમાં પડી ગઈ. એ સાથે સ્વપનાનો અંત આવ્યો. અને ધીમે શ્વાસે નીંદ્રામાં ઘોરવા લાગી. એટલામાં સરધર આવી પહોંચ્યો. નવીન મીશ્રણ કળા કે જેથી મહીલાવતીએ જાદુના નામથી બહાર પાડી, પોતાના પ્રજામાં નવીન જાતના દીપક કે જે બતીઓ વગર સળગાવીયે બળતા હતા, તે દીવા સળગાવવાની ચાંપ સરધરે દબાવીને શયન ગૃહમાં નજર કરી તો અલકમંજરીનું સ્વરૂપ પ્રકાશમાં આજે અત્યંત ખીલેલું હતું. પણ ખરૂં જોતાં તો સ્વપ્નન ભાવથી અલકમંજરીનું મુખ કમળ ખીલેલુ દેખાતું હતું. સરધર આ ખીલેલા મુખ કમળને ફકત દીપકની રોશનીનું પરીબળ સમજી અલકમંજરીના મુખ સામે જોઈ રહયો.જેમ જેમ તે મુખ સામે વધારેને વધારે સ્પષ્ટ નજર કરતો ગયો. તેમ તેમ એ મુખ પર કાંઈક જુદા જુદા ચમત્કારી ભાવ દેખાવા લાગ્યા. આ ભાવ જોઈ સરધર અદભુત સાનંદાશ્ચર્ય માં ઝીલવા લાગ્યો. જે પ્રાણીઓએ દુનીયાની ખરેખરી કૃતી વૃતી

અને ધૃતી જાણી છે તેજ સામા આત્માના સંસ્કકારી સ્વભાવ (ભાવનાઓ) ને સરલ રસ્તે જાણી શકે છે. પરંતુ આસ્થળે બાલીકા અથવા મુગ્ધા અલકમંજરી પરંતુ પુર્વ સંસ્કારમાં સર્વથી શ્રેષ્ટ આકર્ષણ કરનાર શકિતનું પ્રબલ, સરધર જેવા ફકત ગુણનીધીની કૃપાથીજ મુમુક્ષને થયેલો આત્મા, એ આત્માની વીભુતાને શું જાણે ? આ અદભુત ચમતકૃતામાં સરધર શું જોવા લાગ્યો? અહા ! જે મુખનું સાધારણ સ્વરૂપ ફકત હાડમાસ અથવા ખરેખરૂં કહેતાં તો પંચતત્વનું બનેલું છે, તો તેના પર કાંઇક આંતરીક (ઉંડાણ) પ્રકાશ જોવામાં આવ્યો. સરધર આ જોઈ પોતાની સ્રી તરફ જે ભાવ ઉત્પન્ન થાય તેવા ભાવથી નહીં, પણ કોઈ પુજય દેવીના સ્વરૂપને જોતો હોય, તેવા ભાવથી જોવા લાગ્યો ! અહા! સૌંદર્યની દેવી ! કામદેવી! કામદેવની રતી! કે કોઇ ભાગ્યના પ્રતાપે અર્પણ થયેલી અપસરા ! આ કોણ, તે હું ઓળખી શકતો નથી ! મારી સાધારણ શકિત આ અપુર્વ તેજોમય મુર્તીને જોઈ પરવશ થાય છે, સકળગુણ ભંડાર મમ પ્રીય ઈચ્છીત ગુણનીધી, આ તમારી બક્ષીસ સ્વર્ગના દેવ, અગર વૈકુંઠના વીષ્ણુ ! કે જેને ભકતો સાત્વીક ભાવે ભજી, યોગીઓ યોગની ઉત્તમમાં ઉત્તમ સીધ્ધી મેળવી, જે અલૌકીક આનંદમય વસ્તુ મેળવે છે, તે વસ્તુ ફકત મારીપર સાધારણ પ્રીતીથી અર્પણ કરી. એ માટે આપના ગુણનો ઓશીંગણ શી રીતે થઇ શકીશ ! એટલામાં અલક મંજરી નીદ્રામાંજ બોલવા લાગી.

" સ્વામી, તમારાપર ઉપકાર કરનાર માટે એ પવીત્ર આત્મા શું સુચવી ગયો ! જુઓ જુઓ !

"હેં આ શું ! મારીપર ઉપકાર કરનાર ગુણનીધી. એ શબ્દથી ચોંકી આશ્ચર્ય પામી બોલી ઉઠયો.

**સરધર**—શું ગુણનીધી માટે આ બાલીકાને સ્વપ્ન આવ્યું !!! ધન્ય છે સતી! તારી કૃતી! જે ને સ્વપ્નમા પણ મારૂ કલ્યાણ !!! અહા ! આવી પ્રમદાઓ આર્યવરતમા પેદા થાય છે, એ બીન અનુભવી શું જાણે. એટલું બોલતાં સરધરને પોતાની પ્રીય વસ્તુના વખાણ કરતાં પોતાનાજ દીલમાં સંતોષ ન થયો, પરંતુ કળાસુરી કે જે માતુ સમાન અનહદ વાત્સલ્ય પ્રેમથી ચહાતી હતી. તે ને આ અપુર્વ દષ્ટાંત દેખાડવા લીાગણી ઉશકેરાઈ, પોતાના પ્રેમ પાત્ર (પ્રીયા) કે જેની પર આપણું આખું દીલ લાગ્યું છે. જેને માટે આપણે આપાણું સર્વસ્વ એટલે તનમન ધન સહીત આત્માનો ભોગ આપવા તઇયાર છઇએ, તે પ્રેમ પાત્ર ( પ્રીયા ) ના વખાણ કોઇના મુખથી સાંભળવા આપણું દીલ કેટલું ખેંચાય ! તેમાં પણ આ દુનીયામાં શ્રેષ્ટ, સર્વને વશ કરનાર, અને અદભુત શકિતવાન, અને સૌંદર્યવાન, આપણી પ્રીયાના ઉત્તમ અને આપણા અંગને કર્મને અને જાતને ઉત્તમમાં ઉત્તમ દરજે ખેંચી જાય, તેવા વખાણ સાંભળવા માટેની લાગણી કેટલી ઉછળે ? આ ખ્યાલ આવતાંજ સરધર એકદમ કળાસુરીના શયન ગૃહ તરફ દોડયો.

## પ્રકરણ ૨ જું.

# આત્મા નહીં પણ ભાવના.

## ચમત્કાર પહેલો

### વીશ્વ દરશન

મધ્યરાત્રીની કાળી છાંયાનો અમલ ઘોર જંગલમાંજ પુણ અમલ ચલાવી શકે છે, પરંતુ અત્યારે મહીલા નગરીના રાજ મહાલયના એક શ્વેત શ્રંગાર ભરપુર ભુવનમાં એ છાંયા જોતાં તેમાં રહેનાર માટે આપણને શું ખ્યાલ આવવો જોઇએ!

કળાસુરી સરધર સાથે નગર ચર્ચા જોવા ગયેલી તે સરધરથી જુદી પડયા પછી આ ભુવનમાં આવી છે. આ ભુવન સરધર તરફથી તેને સોંપાયેલું છે. તે રાજયમાતાગૃહ નામનું ભુવન છે આ ભુવનમાં જે પ્રકાશ જોઇએ, તેથી ઉલટીજ રીતે અત્યારે અંધકાર છવાયેલો છે, આ ભુવનમાં સરદારી કરનાર કળાસુરીની પ્રબળ શકિતથીએ ભુવનમાં કોઈની દ્રષ્ટી પહોંચી શકે તેમ નથી, તોપણ આપણે અત્યારે તેમાં શું થાય છે, તે જોઇ શકીયે છીયે.

કળાસુરીમાં જેજે શકિતઓ રહેલી છે, તેનું વરણુન જો આપણે આગળ કરી ગયા છઇએ, તોપણ અત્યારે કળાધરની ભ્રષ્ટ જાદુઇ શકિતને પવીત્ર યોગને રસ્તે વાળનાર કળાસુરી

કોઈ અપુર્વ રસ્તે નજર નાખે છે. આ સમયે એ ભુવનમાં અંધકાર છતાં કળાસુરીના હૃદય ભુવનમાં કોઇ અજબ પ્રકાશ જળહુળે છે. અને એ પ્રકાશમાં તે લુબ્ધ થયેલી છે એટલામાં સરધરે આવી તેને જાગૃત કરવા કોલાહોલ મચાવ્યો. જો કે સરધર એ રાજય માતાનું પદ ધરનારીને નીદ્રામાં જાગૃત કરવાને અશકત છે, પણ અત્યારે તેઓને જુદા પડયે ભાગ્યેજ અર્ધી ઘડી થઇ હશે, જેથી સરધર એ બાબતમાં નીશ્ચીંત છે. સરધરનો આ કોલાહોલ સાંભળી કળાસુરી જોકે ધ્યાનમાંથી મુકત થઇ, તોપણ આવા શાંત સમયે તેને આવા અપુર્વ આનંદમાંથી જગાડાવવા માટે કાંઈક હૃદય સંકોચાયું, છતાં નીમળવૃતીના સંસ્કારે શાંતી ધારણ કરી, સરધર કે જે અત્યારે આ નગ્રની હદનો રાજા હતો, તેને છા જતાં માન સર આવીને ઉભી રહી.જોકે કળાસુરીનૃં રહૃય અત્યારે ઉદ્દવેગ પામ્યું હતું, તોપણ સરધરને તો એની શાંતમુર્તી જોતાં આંનંદજ વ્યાપી રહયો. અને પરાણે તેના ચરણમાં નમી પડયો.

**કળાસુરી**–કેમ સરધર ! મારી શાંતીવખતમાં ખલેલ કરવા રૂપ એવું શું કારણ બન્યું છે :—

સરધર–દીવ્ય ઇશ્વરી ક્ષમા કરો. આ અલ્પ બુધ્ધી બાળક ને માટે એટલીજ વીનંતી છે કે:—

‘બાળક ખેંચે વાળ પણ કદી ચડે નહીં કાળ,
આળ કરે અજ્ઞાની જન દીલમાં થવું દયાળ.,

આવી જેની ઉતમ કલ્પના માટે મને માન છે, તેજ પ્રમાણે આપ દયાળુ મારીપર ક્ષમા દ્રષ્ટીથી જોશો.

**કળાસુરી**–સરધર આ તારા વીવેક અને નમરતાના ગુણ મને આધીન કરે છે, અને જેમ જેમ તારી મુર્તીમાં નમ્રપણું જોઉં છું તેમ તેમ હું તારા શુધ્ધ ભાવને આધીન થાઉં છું. ગુણનીધી ખરે ખર પાત્ર પરીક્ષામાં પ્રવીણ છે, એ તેની ઉત્તમતાનું આ એક વધારે દ્રષ્ટાંત છે.

**સરધર**–દયાળુ દેવી જે ઉત્તમ છે તે સર્વને ઉત્તમજ જાણે છે, પરંતુ આપને એક અત્યારે વીશેષ તસ્દી દેવાને હું અહીં આવેલ છું, તો કળાસુરી, એ માટે વીશેષ વીવેક કરવાની કાંઇ જરૂર નથી.”

ચાલ હું તારી સાથે આવું છું; એટલું બોલતાં કળાસુરી સરધરની આગળ ચાલી નીકળી. સરંધર અને કળાસુરી અલક મંજરી પાસે આવી પહોંચ્યા. હજુ અલકમંજરી નીદ્રામાં ઘોરે છે, એ જોઇ કળાસુરીએ વીચાર કર્યો કે ‘ અલકમંજરીને નીદ્રામાં કાંઇક ભાવના થઇ હશે, જેને લઇ સરધર મારી પાંસે આવ્યો છે” એ વીચારથી પોતાની યોગશકતી કે જેથી નીદ્રામાં થઇ ગયેલા વીચાર પાછા ચાલુ થાય તેનો અમલ કર્યો. આ યોગ શકતીના ચમત્કાર જોકે જાદુ જેવા વરણવાય છે, તોપણ તેનો ખુલાસો યોગ વીદ્યાના વીશેષ ખુલ્લાસા થતી વખતે કોઇ યોગ્ય પ્રસંગે આવશે.

અલકમંજરી આ પ્રયોગથી નીદ્રામાં પૂરી સ્વપ્નજોતી હોય, અને મહીલાદેવીના આત્મા સાથે વાત કરતી હોય, તે પ્રમાણે સવાલ જવાબ કરવા લાગી. આ સવાલ જવાબ સાંભળતાં સરધર એકદમ આશ્ચર્ય પામ્યો.

અલકમંજરીએ જોયેલું સ્વપન ફરીથી અનુભવ કરતી બોલી ગઈ. સ્વપનની સ્થીતી પુરી થતાં કળાસુરીએ નજર ખેંચી લીધી, કે તુરતજ અલકમંજરી જાગૃત થઈ. આખ ખુલી થતાંજ પ્રથમ સરધરને જોઈ સફાળી ઉઠી, અને સરધરના ચરણમાં પડી ગઈ અને ગદગદીત કંઠે બોલવા લાગી.

“ શ્વામીની અગાઉ સુખ સૈયામાં નીંદ્રા લેનારી આ દાસી ગુન્હેગાર છે.”

**કળાસુરી**—અલક આશું ! વીવેક પણ વીસરી ગઇ. આ શબ્દો સાંભળતાજ અલકમંજરીની દ્રષ્ટી કળાસુરી તરફ ગઇ. જેમ એક હરણી વાઘને દેખી કુદકો મારે, તે પ્રમાણે અલક મંજરી કુદકો મારી ઉભી થઇ, શરમાઇ ગઇ. અને નીચે મુખકરી કળાસુરીથી સહેજ દુર ગોઠણ ભર નીચે વદને બેસી ગઇ.

**કળાસુરી**—અલક બેન ! ચીંતા ન કર. હું જાણું છું કે આ તારી દ્રષ્ટીનો દોષ છે. એમાં તારી કાંઇ કસુર નથી. જો આ તારા શ્વામી અને હું તારી પાંસેથી કાંઈક મેળવવાની ઈચ્છા રાખીયે છીયે, કેમ તે તું આપીશ કે ?” કળાસુરીએ અલકમંજરીની શરમ ઉડાડી નાખવા માટેજ વાતનો સંબંધ ચાલુ રહે તેવી કળા વાપરી.

**અલક**–માતા તુલ્ય વડીલ આપની આજ્ઞાકીંત બાળકી છઉં. એથી વીશેષ શું ?

**કળારી**—ધન્ય છે, બેન તારી વીવેક બુદ્ધી ને ! કહે હવે જોઇએ કે આજે જે કાંઈ સ્વપ્નામાં જોયું તે માટે તારો શુ મત છે ?

**અલક**—વડીલ શ્રી આપતો અંતરયામીછો, ત્યારે મારે મુખેથી શું કહેવરાવવા માગો છે !?

કળાસુર—એટલુંજ કે એ માટે તારો શુ મત છે ? અને તે પણ તારાશ્વામીને ખાત્રી થવા માટેજ.

**અલક**—વડીલ બહેન ! શ્વામીની સેવામાંજ વૃતી રાખનારને તેના પીત્રુઓ પણ તેજ બાબતમાં સહાય કરે છે. એ વીષે આપ જ્ઞાતાને શું કહેવું ! તોપણ અત્યારે નીદ્રામાં મારી માતાના આત્માના મને દર્શન થયા. અને તેણે મારા શ્વામીપર ઉપકાર કરનાર ગુણનીધી નામના પાત્ર તરફ દષ્ટી કરવા મારા શ્વામીને પ્રેરણા કરવા મને કહ્યું. એ વીષયનો સત્ય ખુલાસો તો આપથીજ મળી શકશે, એવી મારી તથા મારા શ્વામીની આપની પ્રત્યે શ્રદ્ધા છે.

**કળાસુરી**—ઈશ્વર ઈચ્છા બળવાન છે. કદાચ તમારા ધાર્યા પ્રમાણે તમારા હૃદયને શાંતી આપી શકીશ. તો પણ તે માટે તમારે બંનેને મારા એકાન્ત ભુવનમાં આવવું પડશે.

**સરધર અને અલકમંજરી**—જેવી માજીની આજ્ઞા. ત્રણે જણા કળાસુરીના ભુવનમાં દક્ષીણ દીશાએ ઉભેલા છે. આ ભુવન જે સાધારણ રાજ્ય મહેલનો શ્રૃંગારીક ઓરડો હતો, તેને બદલે અત્યારે શ્વેતાંબર ધારણ કરનાર કોઈ અલૌકીક પ્રદેશ દેખાયો. જુદી જુદી દીશાએ જુદા જુદા રંગની ઝાંઈ દેખાઈ. દક્ષીણ દીશામાં કળાસુરીની વીશ્વદરશન દેખાડવાની ઇચ્છાથી પ્રથમ શ્યામ રંગ દેખાયો. આ રંગ જોઇ સરધરે પુછ્યું "વડીલ શ્રી! આ શ્યામ રંગ શું દાખવે છે,! આપની આ અત્યુતમ શકિતથી અમોને શું દરશાવવા માંગો છો?

**કળાસુરી**—તે તારી અર્ધાંગનાને

**અલક**—હાજી મને શંકા છે, કે સ્વપ્નમાં મેં જે મારી માતાનો આત્મા જોયો તે સત્ય છે કે નહીં.

**સરધર**—શું આત્મા પ્રત્યક્ષ દેખાતો હશે?

**કળાસુરી**—કદી નહીં. પણ ભાવનાનું સ્વપ્ટપણું સર્વ કાંઇ અનુભવે છે. અગમનીગમ વાતો સ્વરગની પેલે પારના અલૌકીક લોક વીગેરે સાધારણ મૃત્યુ લોક (સંસારી) ને ફકત ભાવનાથીજ સમજાય છે. એટલુંજ નહીં, પણ સત્ય નીષ્ટા, અને પુર્ણ શ્રધ્ધાથી તેનુ રહસ્ય દરશન પણ થાય છે. આ અત્યારે જે હું કંઇ દરશાવવા માંગું છું, તે વીશ્વદરશન નામનો એક પ્રયોગ છે. એ પ્રયોગ જોકે શુધ સ્વરૂપમાં તે યોગના અભ્યાસી સીવાય બીજા કોઇ જોઇ શકતા નથી. તો પણ અત્યારે જેઆ તમારી સમક્ષ દરશાવવાને હું

સત્તા ધરાવું છું, તે તમારી શુધ્ધ ભાવના અને મારા પરની દ્રઢ શ્રધાનુંજ પરીણામ છે. એ સાથે મારૂં (જાદુઇ) તાંત્રીક બળપણ મને ઘણુંજ મદદગાર થાય છે.

**અલકુ**-બહેની ! આ તમારી અદભુત શકિત જો કે અમોને કલ્પના ઉત્પન્ન કરવામાં પણ આડી પડે છે, તોપણ આત્માનું અલ્પપણું પોતાનું કાર્ય કરે છે. આપ કહો છોકે આત્માનું સ્વરૂપ સ્પષ્ટ છેજ નહીં. ત્યારે આ વીશ્વદરશનમાં શી રીતે દેખાડી શકશો ?

**કળાસુરી**—એ તારી કલ્પના ઉત્તમ છે. હું જે કાંઇ દેખાડવા માગું છું તે એજ વાતનો નીરણય છે.

**કળાસુરી**—તમો બનેને અને આખા જગતને થતી એ શંકા માટે આ વીશ્વદરશન એ ખુલાસા રૂપ છે. વીશ્વદરશન એ શબ્દની ભાવનાજ દરશાવી આપે છે કે એક સાધારણ માણસ (જીવ) આખા વીશ્વમાં બનતા બનાવ સ્થુલ દૃષ્ટીથી જોઇ શકે. અને તે પણ કોઇ પણ જાતના દેહના શ્રમવીનાજ. આ સીદ્ધીની શકિત માટે મેં તમને પ્રથમજ દરશાવ્યું છે; તો હવે આ વીષય માટે વીશેષ ચરચા ચલાવવી નકામી છે. તમો બને પાત્ર જ્ઞાની છો, તેમ પુર્વના પણ સંસ્કારી છો વળી આત્મા અને ભાવનાના સાધારણ ભેદ સમજી શકોછો, તેમ મારા ઉપદેશની વારતાને હૃદયમાં રોપી શકે છો, તો તમારા જેવા ઉત્તમ પાત્ર માટે વધારે કહેવાની કાંઇ જરૂર નથી" એટલું બોલતાં કળાસુરીએ ઉતર દીશા તરફ

હાથ લંબાવ્યો, કે તરત એક ભવ્ય પ્રદેશ દેખાયો. ચારે બાજુ આસમાની ઝાંઈ છવાઈ રહી છે, અને વીસ્તીર્ણ મેદાનમાં શાંતી પ્રસરી રહી છે.

**અલક**—વડીલ શ્રી આ પ્રદેશ કયો ?

**કળાસુરી**—એ તમારૂં રદય આકાશ. એટલામાં તો એ વીસ્તીર્ણ પ્રદેશમાં મહીલા દેવીની મુર્તી દેખાઇ. તેનો હાથ દક્ષીણ દીશા તરફ લંબાવેલો હતો, એ પરથી તે હાથ જાણે કળાસુરી ને દેખાડતો હોય, એવુ સ્પષ્ટ જણાતું હતું.

**કળાસુરી**—અલક જો આ તારી માતા શું દેખાડે છે?

**અલક**—આપની પુજય ભાવના એના રદયમાં હોય એમ લાગે છે.

**કળાસુરી**—નહીં ! એ તારીજ ભાવના છે. આ સામે દેખા તો પ્રદેશ તારૂં રદયછે. તેમાં આવેલી ભાવના તારી મારી તરફની શ્રધાને સ્પષ્ટ કરી બતાવે છે.

**અલક**—ત્યારે શું આ મારી માતા નહીં ?

**કળાસુરી**—નહીંજ. તારી માતાનું ખરૂં સ્વરૂપ શું છે, તે તું જાણે છે? જો બારીક દ્રસ્ટીએ નજરકર, તેની બાજુમાં કાંઈ દેખાય છે ?

**અલક** - હાહા એ શું વડીલ.

**કળાસુરી**—એ બાબત જો કે તારી કલ્પનાની બહારછે જેથી તને સ્વપનામાં ન દેખાયું. જો એ આત્મામાં રહેલા દોષ તને

સ્વપનામાં દેખાયો હોત તો, તે આત્માજ હતો, અને તે પણ તારી માતાનો આત્મા હતો એમ મારે પણ કબુલ કરવું પડત. પરંતુ એ તારી માતાનો આત્મા હજુ શુધ્ધ નથી થયો. શુધ્ધ એટલે કોઈ દુરાચરણથીજ આત્મા અશુધ્ધ થાય છે એમ મારૂં કહેવું નથી. પરંતુ કળાસુરીએ આ શબ્દો બોલતાં હાથ ફરીથી ઉંચો કર્યો એટલામાં રહૃદયાકાશ દેખાતું બંધ થયું, તેની પાછળ અનેક ગીરીવર સમુદ્રા કેટલાક નવીન પ્રદેશો એમ એક પછી એક ચાલ્યા જતા હોય તેમ દેખાયું. અંતે સત્ય લોક દેખાયો. મહીલાદેવી ત્યાંના રાણીપદ પર દેખાઇ, તેથી આ સત્ય લોક છે એમ ખાત્રી થઇ. વાસનાનું બંધન પછી ભલે તે દેવી સંપતી હોય કે આસુરી સંપતી તો પણ આત્માને તો એ બંધનજ છે. તારા માતાનો આત્મા કે જે હજુ શુધ્ધ વાસનાથી વીંટાયેલો સત્ય લોકનો વાસી છે તે જ્યારે એ પોતાના સદગુણના અભીમાનથી મુકત થશે ત્યારેજ પાર પહોચશે, ત્યારેજ એનો આત્મા પોતાનું શુધ્ધ સ્વરૂપ સમજશે. આ બાબાત ઘણીજ ઝીણી છે જેથી આ વીશ્વદરશનમાં તને દેખાડું છું.

સત્ય લોકની રચના ફકત શ્વેત રંગથી આચ્છાદીત થયેલી તેમાં રહેનાર સ્ત્રી પુરૂષોના જોડલાં છતાં સ્ત્રીઓ ખાસ મુખત્યારી ધરાવે છે ત્યારે પુરૂષોની ફકત સ્ત્રીઓ રાત દીવસ સેવા કરતી આપેછે. આનંદ આ સ્થળે પુરૂષોને કોઈ પણ જાતની ઉપાધી નથી એટલુંજ નહીં પણ મન માનતા ભોગ ભોગવવાની ઇચ્છા થતાંજ તેની સ્ત્રી અર્પણ કરે છે. આ વરણુન વાંચતાં કેટલાક પુરૂષોને

આ લોક આનંદી લાગશે, પણ એથી એમ ન સમજવુ કે સતી સ્ત્રીના પતી થનાર સર્વ કોઈ સત્ય લોકમાંજ જાય છે, પુરૂષોના કર્મ તેને છોડતા નથી, વ્યભીચાર અને સતી સ્ત્રીને અન્યાય આપનાર પુરૂષની શી સ્થીતી થાય છે તે બીજા કોઈ પ્રસંગે જણાશે. આ સત્ય લોકની શ્વેત છાંયા જોઇ અલકમંજરીને અત્યાનંદ થયો. અને એ આનંદથી તેના મુખપર શ્વેતસ્મીત ઝળકી રહયુ

સરધરે નીદ્રામાં અલકમંજરીના મુખપર જે તેજ જોયું હતું તેજ પ્રકારનું પરંતુ તેથી પણ કાંઈ વીષેષ ઉજવળ આ પ્રકાશ દેખાયો સરધરને આ વીશ્વદર્શનથી આત્મા નહીં એ વાકયની પુર્ણ ખાત્રી થઈ ગઈ.

અલકમંજરીનું હૃદય આથી સત્યલોક, સત્યલોક વાસી માતા, તેનો આત્મા વીગેરેના ઉંચા વીચારમાં હીંચોળા ખાવા લાગી. કેમ જાણે પોતે સત્ય લોકમાંજ આવીને વસેલી હોય નહીં. આ તેની સ્થીતી જોઈ કળાસુરી તેને સ્મરણ આપવા બોલી મંજરી તારો સુવાસ નીર્જન વનમાં નાહક પ્રસરી જાય છે એ સુવાસનો ઉપભોગ નથી થતો. આ શબ્દો સાંભળી મંજરી સચેત થઈ કળાસુરીનાં શબ્દો કર્ણોમાં તાજાજ હતા પરંતુ અન્ય અવસ્થાને લીધે વીસ્મૃણુતા વીશેષ હતી. જેથી એ યાદ દાસ્તને પાછી તાજી કરવા કાંઈક ઉંડાણમાં ઉતરી ઉંડાણમાં જતાં વળી હીંચોળે ચડી ગઈ પુર્વ સ્થીતીનું ભાન ભુલી ગઇ,

કળાસુરીઆ આત્માની આટલી બધી નીરમળ સ્થીતી જોઈ અજાયબ પામી ખરેખર 'ગુરૂ કરતાં ચેલા આગળ' આ વાકય અત્યારથીજ મંજરીનો આત્મા મારી પાસેથી કબુલાત લયે છે, વળી પવીત્રતાનો પાઠ કાંઈ પઢાવયો પઢાતો નથી. એતો સંસ્કારો એની મેળેજ પોતાની ખોરાકી શોધી લયે છે, સરઘરે બનેના વીચારમાં ભંગ નાખી પોકારી ઉઠયો કે જુઓ ! જુઓ ! કળાસુરી આ તમારા વીશ્વદરશનમાં શું દેખાય છે, અરે આવા ઉગ્રર બીહામણા અને અનાડી સ્વરૂપો વળી કયા દેશમાં વસે છે.

**કળાસુરી**—મંજરી કે જે સરઘરની બુમથી જાગી ઉઠી હતી તેને કહેવાં લાગી કે મંજરી જોયો આ લોક ! સત્ય લોક ! અને સત્યલોકમાં જવા માટે અનુકરણ સહેજ પણ ભુલ ખાય છે તે આ લોકમાં પટકાય છે આ લોક આપણા પુરાણમાં જમ પુરી નામથી વર્ણવેલ છે. આ જમપુરીની અત્યારે આ દેખાતા સ્વરૂપો જો કે પુરાણના વરણન પ્રમાણે નથી તેથી તેપર તમને શ્રધા નહીં આવતી હોય પરંતુ મારાપરની તમારી દૃઢ શ્રધ્ધા થીજ આ જે કાંઇ દરશાવું છું તે સત્યજ માનજો દરેક ધર્મ ને માટે ઉતરતા લોક છે. પાપીને પાપની શીક્ષા આપવા માટે સરવ પ્રાણી માત્રના માલીકના ન્યાયમાં બે પક્ષ અને તેને યોગ્ય બે સ્થાન છે, જેને સ્વર્ગ અને નર્ક યાને બહેસ્ત ઔર દોઝખ કહે છે. આ બનેમાંથી એક પણ સ્થાનમાં દરેક પ્રાણી માત્રને રહેવું પડે છે, અને એથી થતાં સુખ દુખની ઈચ્છા અને

ધારતીથી સર્વ કોઈ પોતાનું શુભ કરવા ઇચ્છે છે. આ વીસ્વ દરશનમાં જેજે વસ્તુઓ દેખાય છે અને જેટલા જેટલા ભાવનું સ્પષ્ટી કરણ થાય છે તે સરવનો નીયમીત સીદ્ધાંત કરવા માટે મહાન ગ્રંથ સાધારણ પ્રજાની મીષ્ટ વસ્તુમાં કડવા ઔષધનું વધારે પડતું મીશ્રણ થવાથી આ આખી વસ્તુજ અકારી ન થઇ પડે એ માટે મારે સાવચેત રહેવાની જરૂર છે. વીશવ દરશનમાં આ રસીક દેખાતા જમપુરીમાં થતા કેટલાક વીલક્ષણ કાર્યો જોઇ અલકમંજરીએ પોતાની આંખ આડા હાથ રાખ્યા. કળા સુરી આ જોઈ હસવા લાગી, કેઅને બોલી. મંજરી તું કોમળ છે. તારા કોમળ રદય આવી વાર્તા સાંભળવાનું સહન કરવા શકિત વાન નથી, ત્યારે એવા કાર્યમાં તારૂં દીલ હોરાય એમ માનવું વંધ્યા પુત્ર જેવું કહેવાય. અને પવીત્ર આત્મા હવે આ વીલક્ષણ ખેલથી તારા રદયને લાગતા ધકાથી બચાવવા ને એ દરશન ખસેડું છું. જો હવે આપણે જે મુખ્ય વસ્તુ જોવાની છે અને તે જોઇ એનીપર આપણે વીચાર ચલાવવાની જરૂર છે તે સમીપ ખેચું છું"

આ સાંભળતા અલકમંજરીએ હાથ ખસેડી પટ તરફ જોયું, શું દેખાયું, કનક ગુફાનો મધ્ય ભાગ, મહામાયાનો વીકાશ, ગુણનીધીને મુરછા ભુત, અને રાક્ષસનું સૈન્ય, અને મન થની જાદુગર ગુપ્ત જોતાં સરધર બરાડી ઉઠયો. આ હું શું જોઉં છું એક સાધારણ દેહના પ્રાણીપર એટલા મોટા સ્વરૂપમાં દુશમનનું દળ. ધીકાર છે. એ જાદુગરોની અસુર ચોની. જે આમ

બોલતાં બોલતાં ધારણ કરેલું ખડગ નગ્ન કરી દોડયો. કળાસુરી આડી ફરી. સરધર! રાજવીર આ શું! કયાં જાઓછો? તેના જવાબમાં સરધરે કહયું કે, ' મારા પ્રાણદાતા મારી ઉપર ઉપકાર કરતા મારા પુજયમાનનું રક્ષણ કરવા, કળાસુરી શું એ મારી ફરજથી ઉલટું કરૂં છું. નહીંજ, ત્યારે મને શા માટે અટકાવોછો.

કળાસુરી આ સાંભળી ખડખડાટ હસીપડી! અલકમંજરી પણ કળાસુરીને આમ હસતાં જોઇ વીચારમાં પડી. આ બંનેને વીશ્વદર્શનનો પ્રયોગે પુર્ણ અસર કરેલી જોતાજ કળાસુરીએ દરશનને દુર કરી નાખ્યું. ફરીથી અધકાર અને પછી સાધારણ પ્રકાશવાળું રાજ્યભુવન દેખાયું. આ જોઈ સરધરને સમૃતી આવી.

**સરધર**—દેવી હદકરી. પરંતુ આ દરશનમાં જોયેલું જો સત્ય છે તો આપણે એ ગુણગ્રાહક પાત્રની સારવાર અરથે જલદીથી નીકળવું જોઇએ. અત્યારે આજ વસ્ત્રે, કહો, આપની શી આજ્ઞા છે.

**કળાસુરી**–તુને શું કહું, શું આપણે તેને બચાવી શકશું? ગાંડા એનું રક્ષણ કરનાર સમરથ હાથ તારા મારા જેવા કરોડો અલ્પ પ્રાણીઓને જે રમાડે છે. તો પણ તારી ફરજ બાબત જે કાંઈ તારૂં કહેવું છે. તે જેટલો તારો તેટલોજ મારો પણ ધરમ છે કે. તેની સારવાર માટે જવું. તોપણ શાંતી રાખી આપણે આપણા રક્ષણની પુરતી તજવીજ કરી પછીજ નીકલવું, એમાજ આપણું તથા ગુણનીધીનું હીત સમાયેલું છે. આપણા કરતાં સમરથ હાથ જયારે એ દીવ્ય આત્માનું રક્ષણ કરે છે, ત્યારે એ સમરથ

શકિતની બીજી ફરજો (ધરમ) માટે પુરતું ધ્યાન આપવુંજ જોઇએ. સવારે પ્રજા માટે પુરતો બંદોબસ્ત સાથે આવનાર સૈન્ય માટે પુષ્કળ વસ્તુઓના સંગરહથી અને આ અલખ દેવી કે જે તારી પુજાનું રમકડું છે, તેને માટે શાંતીદાયક વસ્તુનું પ્રદશન, એ સરવ તઇયારી કેટલી ઝડપમાં તું કરી શકે છે એ જોયાથી મને ખાત્રી થશે કે તું ગુણનીધીને કેટલી મદદ કરી શકીશ.

**સરધર**—દેવી ! આપ ખરેખર દેવી છો. સાધારણ પ્રાણીને દોરવાની રીતી એક બાળકને સમજાવવા જેવી છે, જે કઠણ રીતીને આપ હસાવી પટાવી સાકર જેવી મીઠાશથી સહેલથી ગળે ઉતારો છે.

**કળાસુરી**—હવે એ સરવ તજી અત્યારે આરામ લો, અને કાલ સંધ્યા સુધી સરવ તૈયારી કરી આપણે નીકળવુંજ જોઇએ.

**સરધર**—જેવી દેવીની આજ્ઞા. (અલકમંજરીને) ચાલો દેવી ની આજ્ઞાને અનુસરવું એજ આપણો ધરમ, અને એમાજ આપણુ હીત છે. આમ બોલતાં કળાસુરીને સાથે લઈ સરધર બહાર નીકળી ગયો.

અલકમંજરી અને સરધરના રદયને વીશ્વલીલા દરશાવ્યા બાદ શાંત હવા માટે બારીમાં જઈ ઉભી છે. અત્યારે તેની સઘળા વૃતીઓ શાંત છે, અને તેથી આ દુનીયાપરના પ્રાણી આત્માઓના વીચારમાં કાંઇક નમેલી છે. બારીમાંથી બહાર નજર કરતાં સામે

શહેરનો કેટલોક ભાગ દેખાય છે, અને તેની આડે કાંઇ કાંઇ ઠેકાણે રાજ્ય મહાલયના વૃક્ષની છાયા આવી જાય છે, એવી છાયામાં તીવૃદ્રષ્ટીથી જોવામાં કળાસુરીને કાંઇક જુદોજ આનંદ મળતો હોવાથી તેવા અનેક ઝાડની છાંયામાં દ્રસ્ટી કરતાં કરતાં એક ઝાડ નીચે કોઇ માણસની છાંયા તેને દેખાઇ, અને તે પણ એક બે નહીં પણ ત્રણ માણસોના ઓળા દેખાયા. જેથી તે અચાનક બોલી ઉઠી કે:—

'આ ત્રણ કોણ'?



## પ્રકરણ ૩ જુ.



# આ ત્રણ કોણ ?



વાંચક ! તને યાદ હશે કે આપણે ચોથા ભાગમાં અનલરાય માટે અલક મંજરીનું હરણ કરવા આવનાર તેના પીતાને સરધરે કેદ કરેલ છે, તે અનલરાયને પોતાના સૈન્યની ખરેખરી શું દશા થઈ તેના કંઈ સમાચાર પણ મળ્યા નથી, જેથી તે બાબતની શોધ કરવા અને બની શકે તો મહીલાનગરીના રાજ્યને પાયમાલ કરવા એક છુપો દુત મોકલેલ છે.

કળાધરને કળાસુરીની બેવફાની ખબર પહોંચ્યા પછી કેટલીક ખટપટ કર્યા છતાં એ બાબતમાં નફાવવાથી અંતે તેણે કળાસુરીની બાતમી મેળવવા અને પ્રસંગ મળે તો કળાસુરીને કેદ અથવા તેના નાશ કરવાને એક દુત મહીલા નગરીમાં રવાના કરેલો છે.

સરધર જયારે પોતાનું રાજ્ય છોડી બહાર પડયો, ત્યારે તેણે રાજ્ય યોગીને પોતાની સઘલી સત્તા સોંપેલી છે, અને રાજ્ય યોગી સરધર તરફ પુર્ણ વફાદાર અને અંતઃપ્રેમ પાત્ર હોવાથી સરધરના ગુપ્ત રક્ષણ માટે અને જો તેનીપર કાંઇ આફત આવી પડે તો મદદ માટે એક દુત પ્રેરેલો છે.

આ આર્ય ભુમીપર ગુપ્ત દુતની મદદથી રાજયસત્તા કેટલી પ્રકાશમાન રહેતી, તેનો કાંઇક ખયાલ મનુસ્મૃતી જેવા ધર્મ મીશ્રીત કાયદાના ગ્રંથમાં દેખાય છે.

ગુપ્તદુતથી રાજય અમલ અને શ્રેષ્ઠ સપતીના અથાગ અંધકાર રૂપ મહેલમાં ઢંકાયેલો રાજા આખા રાજય પ્રદેશના અંતરો વાંચી શકે છે. એ રીવાજ જયાં સુધી આર્ય ભુમીપર માનનીય હતો ત્યાં સુધી આર્ય રાજાઓએ આ દુનીયાપર સર્વથી શ્રેષ્ઠ સત્તા ભોગવેલી છે.

ગુપ્તદુત જાસુસને રાખવાની રાજય સત્તાને કેટલી બધી ખાસ જરૂર છે, તે બાબત કે પુરાણ અને ઈતીહાસના જ્ઞાનથી સહજ સમજાશે.

અને ખરૂં કહીયેતો ગુપ્તદુત એજ રાજાની ખરેખરી આંખો છે, ગુપ્તદુત રૂપી આંખો વીનાના રાજા તો શું પણ એક સાધારણ શ્રીમંત પણ અંધજ છે, એમ ન્યાયસર કહેવું પડે છે.

હાલના દેશી રાજય સ્થાનોમાં રાજય ખટપટને કામે ઉપયોગી થતા એવા કેટલાક પૈસાનાજ લાલચું દુતો રહે છે, પરંતુ તેનાં હૃદયમાં રાજય તરફથી વફાદારીનો અંશ પણ નથી હોતો, તેઓ તો ફકત રાજય વંશની કુટુંબની કાંઈ એબ જાણી લઇને પછી રાજા અને તેના કુટુંબને ખરાબ રસ્તે દોરી એવા પ્રપંચમાં ફસાવી પછી તેનાપર દબાણ ચલાવી, પૈસાનો સંગ્રહ હાથ કરવા માંજ મચેલા છે.

આ દુતો રાજાના રાજયનું, રાજય કુટુંબનું કે એવા બીજા રાજયના સંબંધનું હીત ઈચ્છતા નથી, પરંતુ જેમ બને તેમ પોતાના હાથમાં કેમ વધારે પૈસા આવે તેવા ભાવમાંજ ભરેલા છે.

રાજાને ખાસ કરી ગુપ્તદુતની જરૂર પ્રજાના હીત માટેજ છે, જો કે પોતાની રાજય સત્તાનું સરંક્ષણ કરવાની પણ તેટલીજ જરૂર છે, છતાં ચાલુ જમાનામાં તો રાજયની સત્તાને કાંઈ વીશેષ નુંકશાન થવા સંભવ નથી, તો પણ એ સત્તા જાળવવા માટે કદાચ એ રીતે ઉપયોગમાં લેવાય તે અયોગ્ય. નથી પરંતુ હાલમાં તો ખાસ કરી પ્રજાનું રક્ષણ માટે તેઓનીજ ઉત્કૃષ્ટતામાં રાજાનું હીત સમાયેલું છે, એવી એવી ધારણાથી પ્રજાના હ્રદય અને પ્રજાના બારીકે બારીક પ્રસંગ આરસીની માફક દુત દવારે જોવા જોઈએ અને તે માટે એવા દુતની યોજના કરવાની ખરી જરૂર છે.

બીજી તરફ રાજય કુટુંબમાં ચાલતી ખટપટ કે જે પ્રપંચો ફક્ત લક્ષ્મીની શકતીથીજ ઉત્પન્ન થાય છે. તેવા ભયંકર કાવત્રાં પ્રથમથી ઉત્પન્ન થવાના કારણોજ દુત દવારા જાણવા જોઇએ. ઉપર પ્રમાણે ગુપ્તદુત માટે ઘણુંજ જાણવાનું અને તેના લાભ સમજવાનું છે, પરંતુ આ સ્થળે એ વીષય વધારે લંબાવતા તેનો એક આખો ગ્રંથ ભરાય જેથી તે વળી કાંઈ બીજે પ્રસંગે કહીશું.

ઉપર જણાવેલી ત્રણ રાજય તરફના ત્રણ દુતો આ વખતે મહીલા નગરીમાં બાતમી મેળવવા અને પોતાના સ્વામીનું હીત કરવા ફરયા કરે છે. આજ અચાનક પ્રસંગથી તેઓની એકજ નેમથી તે ત્રણે જણા મહીલા નગરીના રાજ્ય મહેલની આસ પાસ ફરતા હતા, તે મળી ગયા. તેઓ પ્રથમ તો એક બીજાને જોતાંજ ગભરાયા, પરંતુ જાસુસ વીદ્યા શીખેલા રાજ્યના હીત અરથે પુર્ણ બુદ્ધી અને કળાવાળા તેઓ આવા સહેજ પ્રસંગથી હારી જાય તેમ ન હોતા.

રાજય ખટપટની વીચીત્રતા તો અનુભવીજ જાણે, તે સીવાય તે વીષય ફકત કાગળપર લખેલ અક્ષર સમાનજ અસર કરે છે.

આ ત્રણે પ્રપંચી કળાના નમુના રૂપ દુતો એક બીજાથી બુધા બળમાં ચડે તેમ હતા. તેઓમાંનાં એક કે જે કળાધરનો દુત હતો તે આજ સરધર તથા કળાસુરી નગર ચરચા જોઇ પાછા ફરતા હતા તેની પાછળ આવેલો હતો.

અનલરાયનો ગુપ્ત દુત અલકમંજરીની તપાસ માટે પ્રથમથી આ સ્થળે ભટકતો હતો.

ત્યારે રાજ યોગીનો દુત નીર્શ્ચીતપણે આજુ બાજુ ચોકસ દેખ રેખ રાખતો ફરતો ફરતો. અનાયાસે અહીં ચડી આવેલો હતો.

પ્રથમ અનલરાયનો દુત આ વૃક્ષ નીચે આવીને ઉભો કે તેને કળાધરના દુતે જોયોં, પરંતુ બને સરખે સરખા હોવાથી

સહેજ પાછા હઠયા, પરંતુ બનેનો એકજ ભાવ, એક બીજા સમજી ગયા તેથી પ્રથમ વધારે બળવાન કળાધરના દુતે અવાજ કર્યો.

'કોણ'?

અનલરાયનો દુત કે જેનું નામ ચકોર હતું, બારીક દ્રષ્ટીથી એ રાક્ષસી દુતનું અવલોકન કરતાં બુદ્ધી બળથી બોલ્યો.

'દુત'

દુત એ શબ્દ સાંભળતાં કળાધરનો દુત કે જેનું નામ વીચીક્ષણ હતું તે કાંઈક સંકોચાયો, પરંતુ પોતાની ફરજ પુરી બજાવવા વધારે હીંમત વાપરી બોલ્યો કે, 'કોનો દુત! તમારો બોલ બતાવી આપે છેકે તમે મહીલાનગરીના દુત નથી' આથી અનલરાયનો દુત કાંઈપણ સંકોચાયો નહીં, પરંતુ પોતાના બુદ્ધી બળપર ભરોસો રાખી બોલ્યો.

"જે હશે તે પાંસે આવવાથી જણાશે' પણ યાદ રાખજો, કાંઈ કપટ બાજી બીછાવતા નહીં. નહીં તો તેની સંભાળ લેવા હું તઇયાર છું, વીચીક્ષણ આ જવાબ સાંભળી તેની પાંસે આવ્યો, અને બોલ્યો, 'મને જણાય છે કે તમે પણ કોઇ વીદેશી છો'

**ચકોર**—અને તમો પણ તેમજ છો, એ હું સારી રીતે સમજ્યો છું.

**વીચીક્ષણ**- ત્યારે હવે આપણે એક બીજાથી શામાટે ડરતા રહેવું જોઇએ. સર્વ માણસને સંગાતીથી વધારે આનંદ મળે છે અને તેમજ આપણે પણ કદાચ સોબતી થઈ શકીશું.

**ચકોર**—તે તમારૂં કહેવું વાજબી છે. પરંતુ જ્યાંસુધી એકજ રસ્તે જનારા બે માણસ મળતા નથી, ત્યાંસુધી તેનો સંગાત સુખરૂપ નીવડતો નથી, તો આપણે શા આધારે ટકી શકશે.

**વીચીક્ષણ**—એ બાબત હવે આપણે વધારે ખુલાસા પર આવ્યા. આ રાજ્ય મહેલની આસપાસ ભટકનાર કોઇ રાજ્યનો વીરોધીજ હોવો જોઇએ. જો તેનું રક્ષણ કરનાર હોય તો તેનો દમામ અભીમાનથી ભરેલો હોય છે અને તેથી આટલી સરલતાથી વાત કરવાને બદલે કાંઇક જુદોજ તોર બતાવે છે.

**ચકોર**—તમે હજુ જાસુસનું કામ બરોબર શીખ્યા હોય એમ નથી જણાતું. શું આ રાજ્યના દુતો બુદ્ધિહીણજ હોવા જોઇએ, કે સહેલાઇથી તે પોતાનો ભેદ તમોને જણાવે.

**વીચીક્ષણ**—બુદ્ધિની બાબતમાં જો કે તમે વધારે ચડતા હશો, પરંતુ મેં પણ દુતનુંજ કામ કરતા આ આખી જીંદગી વીતાવી છે, તો આવા પ્રસંગે અને આવા સ્થળે સામાના ગુપ્ત ભાવથી છેતરાય એવો આ વીચીક્ષણ નથી.

**ચકોર**—સમજ્યો, પરંતુ જો મને ખરૂં કહેવરાવો તો તમારામાં બુદ્ધિના અજવાળા કરતાં અભીમાનનું અંધારૂં વધારે છે. તમોને દુત તરીકે પસંદ કરનાર તમારા સરદારની ચતુરાઈ નીજ એ ખામી છે. પરંતુ જુઓ ભાઈ, આ બાબતમાટે કાંઈ માઠું ન લગાડશો હો. મને તો હવે ખાત્રી થઈ ગઇ કે તમો ચોકસ મહીલાનગરીના દુશ્મનના દુત છો, અને દુશ્મનનો

દુશમન તે મીત્ર માટે તમારી સાથે સબંધ વધારવામાં મને તો કાંઇ ગેરલાભ નથી. પરંતુ તમારે દરેક વખતે વીચારીને દરેક પગલું ભરવું જોઈએ, નહીં તો તમારા સરદારનું હીત કરતાં અહીત થવા સાથે તમારા અમુલ્ય પ્રાણને ખોઇ બેસશો સમજયા.

**વીચીક્ષણ**—તમારા જેવા ઉમદા સલાહકાર અને સંગાથી નો આજ ભેટો થવાથી મારા સરદારના નશીબ કાંઇક વધારે પ્રબળ છે એમ મને લાગે છે.

આ પ્રમાણે આ બંનેની વાત ચાલી રહી છે. એટલામાં અંધકારમાંથી એક કાળો પડછાયો બહાર નીકળ્યો, અને તે બંનેની વચે આવીને બોલી ઉઠયો 'તારી બુદ્ધિને પણ ધન્ય છે. તારી બુદ્ધિની શકિત ફકત વણીક બુદ્ધિ પ્રમાણે વાતોમાંજ સમાયેલી છે, પણ મુર્ખ તે આગળ પાછળ તપાસ કરી હતી કે. કે જાસુસનું કામ કરવા બસ એમજ નીકળી પડયો છે.

અચાનક આ પોતાનો ભેદ ખુલો થઈ જવાથી અને તેનો ચોકસ ખ્યાલ ન રહેવાથી ચકોર દબાઇ ગયો.

એટલે વીચીક્ષણ બોલ્યો 'શાબાશ છે ચતુર નર! તમે પણ અછી કરી! તમારા જેવો જો અમારા મતનો મળતયો હોય તો ચોકસ આપણું કામ પારજ છે.'

આ સાંભળી તે ત્રીજો આવનાર માણુસ કે રાજ્યયોગીનો જાસુસ હતો તે તેઓ બંનેની તીવ્ર દ્રષ્ટીથી પરીક્ષા કરતા બોલ્યો.

જો કે હું પણ તમારા મતને મળતોજ છું. પરંતુ તમારી ચતુરાઈ જોતાં તમારી આગળ કાંઇ ભેદ ખોલવો એ મહાનુકશાન કારક નીવડે, જેથી હું મારો ભેદ ખોલવા તમારાથી બંધાતો નથી, પરંતુ તમો જે કાર્યમાટે દોરાયેલા છો, તેજ મારૂં પણ કાર્ય છે, અને તે માટે તમારા સહુવાસથી મારા કાર્યને કાંઈપણ મદદ મળશેજ. જેથી હું પણ તમારી ટોલીમાં ભળવા ખુશી છું.

'બસ બસ હવે બેડો પાર' વીચીક્ષણ ખુશીના આવેશમાં પોકારી ઉઠયો.

ચકોર તો આટલો વખતસુધી દબાઇજ રહયો હતો, પરંતુ આમ એકદમ વીચીક્ષણને આવેશમાં આવેલો જોઈ તે કાંઇક ગભરાયો. તેને રાજ્ય યોગીના દુત તરફ કાંઇક શંકા ઉત્પન્ન થઈ, પરંતુ બની ગયેલી વાત અને થુંકી દીધેલું કદીપણ પાછું ખેંચી શકાય નહી. એ વીચારથી અત્યારે તો તેને હામાં હા મેળવવાની ફરજ પડી.

**વીચીક્ષણ**—કેમ ભાઈ! તમો આટલા બધા કેમ ગુંચવાઈ ગયા છો શું આ તમારાથી જબરી શોક તમારીપર આવી તેની કાંઈ અદેખાઇ થઈ.

**ચકોર**—ના રે ના, એમ તે કાંઇ હોય, હું તો મારી ભુલ માટે પસ્તાતો હતો, અને તેવી ભુલ ફરીથી ન થાય. તે માટે વીચારમાં પડેલો હતો. આ ચંચળ માણુસનો મેળાપ તો ઉલટો આપણુને વધારે ઉપયોગી થઇ પડશે. અને તેથી આપણા કામમાં

આપણે મહેનત ભાગે પડતી આવશે તેથી તો ઉલટું ખુશી થવા જેવું છે.

રાજ્યયોગીનો દુત કે જેનું નામ શ્યામ હતું તે આ દુતનું કહેવું કાંઇક સમજ્યો તેના હૃદયમાં પોતાને માટે શક પેઠો છે એ ભાવ જણાયો પરંતુ એ શક કાઢી નાખવાની પોતાની શકિતપર તે દ્રઢ રહયો.

આ પ્રમાણે આ ત્રણે દુતોની ગોષ્ટી મચી રહી છે તે વખતે કળાસુરીએ બારીમાં નજર કરતાં તેઓને જોયા અને તે વીમાસણમાં પડી, જેથી વીચારવા લાગી કે, 'શું હજુપણ મહીલા નગરીનાં રાજ્યના દુશ્મનો છે. મારી આટલી ચોકસ તપાસ છતાં આ ચંડાળ ચોકડીનો કાંઇએ ઇશારો મને મળ્યો નહીં, એ શું મારી શકિતને હીણપત ભરેલું નથી. વળી તેઓ આ રાજ્યના તાબાના માણસ તો નથીજ. કારણ આ રાજ્યનો કાંઈપણ માણસ અત્યારે ચાલતી રાજ્યસતાથી નારાજ નથી, તેમ ચોર ઠગારા અને વ્યભીચારી વીગેરે હવસી માટેનો મારો બંદોબસ્ત સખત છે, છતાં અત્યારે મારી નગર ચર્ચાનો વખત પુરો થયા પછી આ કાળું મંડળ તેના કાળાઅંતકરણોથી કાળા લેબાશમાં કાળા કામ કરવા માટે દોરાયેલા છે, એ સંયોગજ જણાવી આપે છે કે તેઓ આ દેશની પ્રજામાંહેના નહીં, પણ કોઈ પરદેશી દુશમન રાજાના દુતો છે.

એ આ રાજ્યમાં કેટલો વખત થયા દાખલ થયા હશે અને તેણે રાજ્યસત્તાના મજબુત પાયાને કેટલો નબળો કર્યો હશે એ

બાબતની મારી ભુલમાટે હું દોષીત છું. પરંતુ સારૂં થયું કે હજુ સમય નથી વીતી ગયો, હજુસુધી રાજ્યસતાની દીવાલના ઉપરના દેખાવને કાંઈપણ નુકશાન નથી થયું, એટલામાં કુદરતેજ મને આ ભેદથી જાણીતી કરી.

હવે તેઓ જખ મારે છે, તેઓના સરદાર ખાંડ ખાય છે, અને તેઓની દશા એવી કરીશકે તેઓના સરદાર જાણશે કે કળાસુરીની છાંયા બાહુ બુરી છે. એટલું બોલી તેણે સુવાનાજ કપડાપર એક કાળો જભો વીંટી લીધો અને મહેલમાથી બહાર પડી.

રાજ્યયોગીનો દુત જે વખતે વીચીક્ષણને પાંસેથી બાતમી મેળવવા સમર્થ થયો ત્યારે કળાસુંદરી તેઓ ત્રણેની વાત સાંભળતી એક ઝાડને ઓથે ઉભી રહી.

**વીચીક્ષણ**—ચતુર પુરૂષ આપના મેળાપથી હું તો એટલો ખુશી થયો છું કે મારા સરદારના કામ માટે તદન નીશ્ચીંત બની એથી મળવાના લાભના આનંદમાં મશગુલ થયો છું.

**શ્યામ**—એ તમારી ધારણા ઈશ્વર સફળ કરે અને તેમજ અમારૂં પણ તમારા હીત સાથેજ હીત રહેલું છે. તો એ માટે બેફીકર રહો, પરંતુ કહો તો ખરા કે તમો કોના તરફના દુત છો અને કેટલું કાર્ય પાર ઉતારવા આવેલા છો.

**વીચીક્ષણ**—તમારા જેવા શુદ્ધ અને પુરતા કળાબાજ માણુસ પાંસે મારે ભેદ ખોલતાં મારૂં દીલ જરાપણ અચકાતું નથી તો સાંભળો.

હું કળાધરનો દુત છું અને આ રાજ્યની કરતા હરતા બની બેઠેલી કળાસુરીની બાતમી મેળવવા અને બને તો તેને કેદ કરવા અગર વખત આવે તો નાશ કરવાનો મને હુકમ થયો છે.

**શ્યામ**—તમો અહીં કેટલો વખત થયા આવ્યા છો, અને આજ દીવસ સુધી કેટલું કામ પાર ઉતાર્યું તે હરકત ન હોય તો કહેશો.

**વીચીક્ષણ**—જ્યારે એટલું કહ્યું ત્યારે હવે વળી હરકત શું, અને મેં પ્રથમ કહ્યું કે તમારી ચાલાકીપર મને અંતસુધીનો વીશ્વાસ આવેલો છે તો એટલા બધા માનને અમે લાયક નથી. મેં મારો ખરો ભેદ આપને કહ્યો છે એ ઉપરાંત હું લગભગ બે માસ થયા અહીં આવેલ છું, છતા હજુસુધી કાંઇપણ કરી શકયો નથી.

**શ્યામ**—વાહ! વાહ! તમારા સરદારને તમારા જેવા ખીચડી બગાડનાર અચ્છા નોકર મળ્યા છે. તમારા જેવાના પ્રતાપથી તમારો સરદાર નશીબદાર છે. જુઓ એ હું મશકરીમાં કહું છું હો, ખોટું લગાડશો નહીં જો ખોટું લાગે તો કહી દેજો.

**વીચીક્ષણ**—નહીં. રે નહીં આપ પ્રેમથી જે કાંઇ કહો છે. તેમાં વળી ખોટું શું લાગે.

**શ્યામ**—ચાલો તમારૂં તો જાણે પત્યું, પણ આ ભાઇની શી હકીકત છે તે હવે જાણવી જોઇએ કે જેથી આપણને વધારે સગવડ થાય કે ભાઇ તમારૂં નામ.

**ચકોર**—ચકોર.

**શ્યામ**—ચકોર ભાઇ ! તમારૂં ચકોરપણું જોઇ ખરેખર મને આનંદ અને તમારા તરફ માન ઉત્પન્ન થાય છે. મારે એટલું તો વાજબી રીતે કહેવું જોઇએ કે તમો તમારા સરદારના હીત કરનાર ખરેખર શકિતવાન અને નીમકહલાલ નોકર છો. તમારી શાણપ તમારા ટુંકા બોલવામાંજ દેખાઈ આવે છે. પરંતુ જ્યારે આપણે એક બીજા પાસે દીલ ખોલવા બેઠા ત્યારે તેમાં કાંઇ શંકા અને કાંઈ બાબતમાં આડ રાખી દગારૂપ ચાલ ચલાવવી એ આપણી મીત્રતા કરતા દુશમાનાઈ ઉત્પન્ન કરનાર નીવડશે. તો આપ ચતુર છો, આપના સરદારનું હીત આપની બુદ્ધિપરજ આધાર રાખે છે. તેમ તમે પણ એક જાસુસ છો, એમ તો ચોકસ થયું છે. તો પછી થોડી બાબત છુપાવવાથી કાંઇ વધારે લાભ થાય તેમ નથી. કદાચ તમોને કાંઈ શંકા હોય તોપણ હવે જે બનવાનું હતું તે બની ગયું છે અને એટલું જાણ્યા પછી દુશમનથી તમારી પાયમાલી થવાને પુરતું છે. મારે માટે તમોને કાંઇપણ અવીશ્વાસ હોય તો તે ફકત તમારી સમયસુચક બુદ્ધિના બળથી જણાતું હશે. પરંતુ એ બુદ્ધિનુ વલણ વખતપર કેટલેક પ્રસંગે વીશ્વાસ ન રાખવાથી આપણી પાયમલી કરી નાખે છે. મુર્ખાની રીતી એવીજ છે તો આપ એવી મુર્ખાઈને ન ધારણ કરતાં આપણા સબંધને વધારવા અને મજબુત કરવા અમોને કાંઈક મદદ રૂપ થાય તેવી આપની ઓળખાણ આપશો.

ચકોર જોકે બુદ્ધિમાન હતો તે રાજ્યયોગીના દુત શ્યામના આટલા બધા લાંબા ભાષણથી છેતરાય તેમ ન હોતો. પરંતુ 'આવી ફસાણા' જેવો પોતાનો વખત હોવાથી વૈર ન બંધાય અને કદાચ આ ચતુર પણ દુતજ હશે એમ કાંઈક ખાત્રી થવાથી પોતાની હકીકત સંકોચાતા હૃદયથી કહેવા લાગ્યો.

**ચકોર**—ચતુર પુરૂષ! તમારૂં કહેવું હું સારી રીતે સમજ્યો છું, હા જોકે મારી ભુલનો હું ભોગ થઈ પડયો છું. તોપણ હજુપણ મને એજ વીચાર આવે છે કે. સામે રહેલો શક્ષ વધારે બુધ્ધિમાન હોવાથી આપણે તેની પાંસે મુર્ખજ છઈએ અને ચતુરાઈનો ખરો મંત્ર દરશાવે છે કે મુર્ખને ઉત્તમમાં ઉત્તમ લાભ કરનારી વસ્તુ અબોલપણું છે, જેથી જેમ બને તેમ ઓછું નુકશાન થાય, પરંતુ આ પ્રસંગે હું મારી મુર્ખાઈનો વધારે ઉપયોગ કરૂં છું, એ માટે કદાચ અંતે મારે પસ્તાવું પડે તોપણ તમે જેટલું જાણ્યું છે તેથી વીષેષ જાણવાથી મને વધારે નુકશાન નહીં થાય. કારણ મારા કાર્યનો અંત આજ રાત્રીમાં આવી રહેશે, જેથી અર્ધી રાત્રી વીતી ગઈ છે અને જો ફકત અર્ધી રાત્રીમાં પણ બે કલાક આ વાત ગુપ્ત રાખવા જો વચનથી બંધાતા હોય તો હું મારી સર્વ હકીકત કહેવા તૈયાર છું.

**શ્યામ**—શું તમોને મારા વચનપર વીશ્વાસ નથી? તમો જોતા નથી કે હુંપણ જાસુસનું કામ કરનાર તદન જુઠા પણા પુતળા રૂપ છું, ત્યારે મારા વચનથી તમને શુ ફાયદો થશે.

**ચકોર**—માણસ બે રીતે ઓળખાય છે, પ્રથમ દેખાવ અને ચાલ ચલણથી, અને પછી બુદ્ધિ વડે બોલેલા બોલથી, તો તમારી દરેક ચાલચલણ અને તમારા બોલથી મને ખાત્રી થઈ છે કે તમે સાધારણ જાસુસ કરતાં વધારે ઉંચી ખાનદાની ધરાવો છો. તો ખાનદાનના વચન પરથી વીશ્વાસ ઉઠી જાય એવો સમય હજુ આવ્યો નથી.

**શ્યામ**—સારૂં સારૂં ચકોર! તારી ચકોરતા ખૂબ ખીલી નીકળી છે, આ તારી હુશીયારીથી હું બહુ ખુશીથયો છું, અને તેં જે કહ્યું છે તે બાબત માટે વચન આપું છું કે આજ રાત્રી એ તારો ભેદ મારી જાતે ન ખોલવો.

**ચકોર**—એ પ્રપંચી વાકય રચના રચી મને ઉલટી શંકા ન ઉપજાવો, સ્પષ્ટ કહો કે, આજની રાત મારો ભેદ તમારી મારફત કોઇપણ પ્રકારથી બહાર નહીં પડે.

**શ્યામ**—તેમજ હું માનું છું, મારી રીતી એવી નથી કે વાકયરચનાના પ્રપંચથી દગો રમી નીચ દગાખોરના નામથી નીંદાઉં. તમે એ મારા વચન માટે તદન બેફીકર રહો. તમારી હકીકત ચલાવો.

**ચકોર**—ચતુર પુરૂષ તમારા વચનને વીશ્વાસે હું મારો ભેદ કહું છું તો સાંભળો હું રાજા અનલરાય કે જે અલકમંજરીપર આશકત હતો તેનો ગુપ્ત દુત છું તેના પીતા અહીં સૈન્ય લઇને લડવા આવ્યા હતા, પરંતુ નશીબના ફેરફારથી અમારા રાજાનો પાસો અવળો પડયો, અને તેથી મારો રાજા

અહીં કેદખાનામાં સડબડે છે, તો તેને મુકત કરવાની નેમ ધારી હું અહીં આવ્યો છું. હું આજ રાત્રીએ એ મારૂં કામ પાર ઉતારીશ, અને તે માટે હવે જેટલો વખત જાય છે તે બહુ કીંમતી છે, તો જો કદાચ આપ અમારા મીત્રરૂપ એટલે અમારા દુશ્મનના દુશ્મન હો તો મને અત્યારે મારા કામમાં મદદ આપશો, અને તેનો બદલો તમારા દુશ્મનનું અહીત થવાથી વળી રહેલો ગણાશે.

જો આપ એ કામમાં મદદ કરવા ઈચ્છા ધરાવતા હોય તો એ વીષે વધારે ખુલાસો રસ્તે ચાલતા કરીશ. બોલો આપની શી ઇચ્છા છે.

શ્યામ આ સાંભળી જરાવાર ગુંચવાયો, પરંતુ એ પોતાની મુંઝવણની કોઇને ગમ ન પડે તેવી ચાલાકીથી પાછો સ્થીર થયો અને બોલ્યો 'ચકોર તમારૂં કહેવું વાજબી છે, અને મારી પણ ફરજ છે કે તમોને મદદ કરવી. તો ચાલો આપણે એ કાર્ય માટે તમારી નેમ પ્રમાણે જઇએ.

**ચકોર**—ખુશીથી પધારો.

**શ્યામ**—વીચીક્ષણ તમો કેમ સાથે આવશો કે?

**વીચીક્ષણ**—જેવો તમારો હુકમ.

શ્યામે ચકોર તરફ દ્રષ્ટી કરી પરંતુ ચકોરની ઈચ્છા ન જણાવાથી બોલ્યો.

'આ કામ માટે તમોને તસ્દી આપવાની જરૂર નથી, આવતી કાલ આપણે આ વખતે આ સ્થળેજ મળીશું, જાઓ તમે સુખેથી આરામ કરો.'

**વીચીક્ષણ**—તમારો હુકમ શીરતાજ છે, આજ આ ચકોર ભાઈનું કાર્ય પાર પડશે તો તેથી પણ મને સંતોષ છે તો પછી કાલ મારા કાર્યને શું વીલંબ થવાનો હતો.

એમ બોલતો તે શ્યામને નમીને ચાલતો થયો. ચકોર અને શ્યામ રાજયમહેલની બીજી તરફ વળ્યા.

અને કળાસુરી પણ તેની પાછળ પાછળ ઓળારૂપે ચાલવા લાગી.



## પ્રકરણ ૪ થુ.

# ગુપ્ત કેદખાનું.

દર્દ વીના રૈન ન જાગે કોઈ,
પહેલે પેહોરે સહુ કોઇ જાગે, દુસરે પહોરે રોગી,
તીસરે પહોરે તસકર જાગે, ચોથે પહોરે જોગી, દર્દ.

---

સુખસે સોવે સંસાર સબ, આધી રેન કટાય,
નૌકર બીચારા કયા કરે, જો પરકી રોટી ખાય.

---

અર્ધી રાત્રી વીતી ગઈ અને એ બીહામણા અંધકારનો ત્રીજો પહોર ચાલે છે, મહીલાપુરીના એકાંત ભાગમાં રાજય દ્રોહી અને એવા ઘણીજ સંભાળથી બંદોબસ્તમાં રાખવા યોગ્ય રાજય કેદીઓ માટે એક ખેદખાનું આવેલું છે.

આ કેદખાનાનું સ્થળ જેમ બને તેમ એકાંત અને ઉજડ પસંદ કરેલું છે, તેમ તેની આજુ બાજુ રાજયના સર્વ

સીરબંધીનો મુકામ અને બીજા ભાગ તરફ રાજ્ય મહેલનો ભાગ આવેલો છે.

આ રચનાથી એ કેદખાના સુધી જવા માટે પણ સહેજ કોઈ શકિતવાન ન થાય એ વીચારપર પુરતું ધ્યાન આપેલુ જણાય છે.

કેદખાનાનો દેખાવ સાધારણ કેદખાના કરતાં જુદીજ તરેહનો છે.

તે કેદખાનું જે સ્થળપર બાંધેલું છે તે એક જમીનપર ઉપસેલી કુદરતી ટેકરી છે અને તેથી તેના પરંતુ આ બેનશીબ માણસોને રહેવાનું સ્થાન એ ટેકરીના દેખાવમાં મળી જઈ જાણે ફકત કોઇ નાનો ટેકરો હોય તેવી ટાંચ દેખાય છે.

વળી બહારથી તે કેદખાનું છે, એવો બીલકુલ દેખાવ ન દેખાય, એ માટે તેનો દરવાજો કોઇપણ ઠેકાણે દેખાવ આપતો નથી. પરંતુ દરેક સ્થળને દરવાજાની જરૂર હોય છેજ. તેપ્રમાણે આ કેદખાનાનો દરવાજો એ ટેકરી જેવા દેખાવ પાછળ બીજી નહાની બનાવટી ટેકરી યોજેલી છે, અને તે નાની ટેકરીમાં એક રાફડા જેવો દેખાવ કર્યો છે, જેમાં દાખલ થવા માટે માણસને ઘણુંજ વાંકુ વળી જવું પડે છે, તે રાફડામાં ગયા પછી પણ સીધી રીતે જવાનો કોઈ રસ્તો દેખાતો નથી, પરંતુ ત્યાં એક મહા વીક્રાળ નાગનો દેખાવ દેખાય છે. તે નાગ જો કે બનાવટી છે, તોપણ અજાણ્યો

માણુસ તો તેને ખરેખર ભયંકર જીવતો નાગજ માની લે, અને તેની આગળ જવા હીંમત કરી શકેજ નહીં. આ નાગની બનાવટ ઘણુંજ હુંશીયાર કારીગરને હાથે થએલી હોવાથી દુનીયાપર દેખાતા ખરા નાગમાં જેટલું વીક્રાળપણું દેખાય છે તે કરતાં કાંઈક સહેજ વધારે આ નાગ ભયંકર દેખાય છે.

આ નાગની પાંસે જતાં તેની પાંસેના પગથી પર પગ મુકતાંજ તે નાગ યંત્રબળથી ફેણુ ઉંચી કરી તેનો ભયાનક રૂવાબ દેખાડે છે, અને અજાણ્યા માણુસને તે ફેણુ એવી જોરથી મારે છે કે તે માણસ એ મારથી જમીનપર પટકાઇ જાય છે.

આટલી ભયંકર રચના કરનાર ચતુર રાજયાધીશના આ કેદખાના માટે કેવા વીચાર હશે તે આથી સમજાઇ જાય છે.

આ નાગપાંસે જતાં સહેજમાં કોઇ અટકાવનાર ચોકીયાત નજરે પડતો નથી. પરંતુ એ ટેકરીમાં દાખલ થતાંજ તુરત તે માટે દેખરેખ રાખનાર ચોકીયાતને યંત્રબળથી જાણુ થઇ જાય છે, અને તે પોતાની ફરજ બજાવવામાં હુંશીયાર થઈ જાય છે.

આવી વીટંબણામાં જવાની કોણુ હીંમત કરી શકે ?

છતાં જાસુસ નામનીજ બલીહારી છે.

રાજાઓને માટે જાસુસ એ ખરેખર ફીરસ્તાઈ અગર દીવ્ય મદદ છે અને જે રાજા તેની કદર કરે તો બેશક તે આનંદમાંજ રાજયસુખ ભોગવતાં પોતીની જીંદગી પુરી કરે છે.

આવા જાસુસમાંનો પેલો અનલરાયનો ચકોર છે, જો કે કેટલીક બાબતમાં શ્યામ તેનાથી વધારે બળવાન દેખાય છે, તોપણ ચકોરની જાસુસ તરીકેની લાયકાત એથી કાંઇપણ ઓછી આંકી શકાય નહીં.

ચકોર અને શ્યામને આપણે આ વખતે રાજયમહેલ પાંસેથી નીકળતા જોયા છે, અને તેની પાછળ કળાસુરી પણ દોરાઈ છે, આપણે ગયા પ્રકરણમાં જોયું.

આ સમયે અચાનક આ કેદખાનાની પ્રથમ હદમાં થઈ એક કોઈ સત્તાધીશ અને તેનો અંગરક્ષક સૈનીક દાખલ થયા.

રાજય મહેલના ભાગમાંથી જાગૃતીનો અવાજ થયો. પરંતુ પેલા સત્તાધીશે તેની કાંઇ દરકાર ન કરતાં આગળ વધવા પોતાના નોકરને સુચના કરી.

એ સત્તાધીશ તથા તેનો અંગરક્ષક પુર ઝડપથી પેલી ટેકરી પાંસે આવી પહોંચ્યા.

આ સત્તાધીશ એ ટેકરીની ગુફામાં દાખલ થતાંજ નીચેથી ધનનનન એવો અવાજ થયો.

એ અવાજ તો જાણે જવાબ આપતો હોય તેમ પેલા સત્તાધીશે નાગની ફેણુ પકડી લીધી. કે તરતજ જબરો ધડાકો થયો, અને એક ચોરદ્વાર નજરે પડયું, તે દ્વાર પાંસે એક પેહેરેગીર ઉભેલો હતો, તેણે આ સત્તાધીશને જોઇ અદબથી નમન કર્યું, અને પેલો અમલદાર અને તેનો નોકર તે ગુપ્ત દરવાજામાં દાખલ થયા.

અંદર દાખલ થતાંજ વળી કાંઈ નવું અજાયબ જેવું દેખાયું, તે કેટલીક સ્ત્રીઓ ખુલી તરવારથી પહેરો ભરતી હતી. આમાંની એક પહેરેગીર સ્ત્રી તે અમલદારની પાંસે આવીને ઉભી રહી, અને તરવાર સામે ધરી કહ્યું 'કયા હુકમને આધારે અત્યારે અહીં દાખલ થયા છો ?' 'પારીજાતકની સુવાસીસત્તાનો મને હુકમ મળ્યો છે' પેલા સરદારે જવાબ આપ્યો તે જવાબ સાથે પેલી સ્રીએ તરવાર નીચી કરી નમન કર્યું, પરંતુ તેને ત્યાંથી આગળ જવા માટે જગ્યા આપી તેથી પેલો સત્તાધીશ ગભરાઇને બોલ્યો.

'કેમ સુમીત્રા હજુ કાંઈ શંકા રહી છે.'

પેલી સ્ત્રીએ જવાબ આપ્યો કે રાજયઅધીષ્ટાત્રીનો હુકમ મળ્યો છે કે આજ કોઇને પણ અંદર દાખલ ન થવા દેવા' 'એ હુકમ કયારે મળ્યો' પેલા અમલદારે આશ્ચર્યતાથી પુછયું. હમણાંજ એ હુકમ રૂબરૂમાંજ મળ્યો છે. પેલી સ્ત્રી તરવાર ફરીને સીધી કરતા બોલી.

**સત્તાધીશ**—'સુમીત્રા ! તને કાંઈ સ્વપ્ન તોનથી આવ્યું ? મને પણ તેઓએ હાલ રાજ્ય મહેલમાંથી હુકમ આપ્યો અને તે આધારે કેટલાક બંદોબસ્તની ખાસ જરૂર હોવાથી મારે અંદર જવુજ જોઇએ.'

**સુમીત્રા**—તે બાબત મને ખાત્રી નથી થતી, કરણ કે, અમોને પણ એક ઘડી પહેલાંજ હુકમ મળ્યો છે, અને તે પણ વળી રૂબરૂમાં.'

**સત્તાધીશ**—પણ તેમાટે એક વધારે ખાત્રી આપું. જુએ આ નીશાની. (એમ કહીને તેણે નીશાની બતાવી.)

સુમીત્રા કળાસુરીની વીંટી જોતાં અજાયબ પામી અને તે સત્તાધીશને નહીં પણ પેલી વીંટીને નમન કરીને માર્ગ કરી આપ્યો. આથી સત્તાધીશ કાંઈક વધારે ઝડપથી ચાલવા લાગ્યો, અને તેનો અંગરક્ષક પણ તેને પગલે પગલેજ ચાલ્યો.

સુમીત્રા આ સત્તાધીશની સહેજ ઉતાવળથી કાંઇક શંકા યુકત થઇ, તેથી એક સ્ત્રી સૈનીકને પાંસે બોલાવી હુકમ કર્યો.

'એકદમ છુપે રસ્તેથી રાજયઅધીષ્ટાત્રી કળાસુરી પાંસે જઈ આ વીંટી બાબત ખુલાસો મેળવ. વખતપર કાંઈ દગો થાય તો આપણી સઘળી ચાતુરી ધુળધાણી થાય. ચાલ જલદી કર જોઉં વારૂં !

એ શબ્દો પુરા થયા નથી એટલામાં પેલી સૈનીક નમીને તરત ત્યાંથી ચાલતી થઈ.

સત્તાધીશ અને તેનો અંગરક્ષક ત્યાંથી ઉતાવળે પગલે આગળ ચાલ્યા અને એ કેદખાનાની છેલી ચોકીપર જઈ ઉભા રહ્યા. હવે વધારે ડોળ કરી ખોટી થવાનો વખત નથી, એમ સમજી સત્તાધીશે તે છેલી ચોકીપર ઉભેલા અમલદારને કળાસુરીની વીંટી દેખાડી કે તુરતજ તેઓને અંદર જવાની રજા મળી.

હવે છેલો અને બાકી રહેલો કેદખાનાનો દરવાજો આવ્યો. ત્યાં જેલર ચાર સૈનીક સાથે ઉભો હતો, તે આ સત્તાધીશને આવતા જોઈ તેની સામે આવ્યો અને ધીમેથી કાનમાં કહ્યું. 'તમારી સરત પ્રમાણે મારો હક મને મળવો જોઇએ.' આ સાંભળી સત્તાધીશે બીજા હાથમાંથી એક ચકચકીત હીરાની વીંટી કહાડી તેના હાથમાં મુકી કે જેલર તરત તેને સાથે લઇ ચાલવા લાગ્યો. તેઓ કેદખાનાની પાછળના ભાગમા ગયા. જે જોઈ પેલા ચાર સૈનીકો અંદર અંદર ગુસપુસ વાતો કરવા લાગ્યા, પરંતુ હુકમ આગળ લાચાર હોવાથી તેઓ બડબડાટ સીવાય બીજું કોઇ વધારે કરી શક્યા નહીં.

જેલરે પેલા સત્તાધીશને પાછળની એક બારી ઉઘાડી અંદર જવા કહ્યું.

સત્તાધીશે તેનો ઉપકાર માની પોતાના અંગરક્ષકને અંદર સાથે આવવા કહ્યું પરંતુ તે અંગરક્ષકે કેટલીક દલીલ કરવાથી તેને ત્યાંજ રહેવા દઈ પોતે એકલોજ અંદર ગયો

કેદખાનાની અંદર સત્તાધીશ દાખલ થયો, અને નજર કરે છે તો એક ખુણામાં એક કેદીને ઉભેલો જોયો, તેથી તરતજ મુખથી બોલ્યા સીવાય ચેતવણીની ઈસારત કરી કે તે રાજા તરત તેની પાંસે આવ્યો, એટલામાં ઉપર એક ભયંકર કડાકો થયો. આ સાંભળી તેઓ બંને ચોંકયા.

ઉપરની છત તુટી પડતી હોય તેમ તેમાં એક બાકોરૂ પડયું અને અંદર એક સીડી જેવા પગથીયા વાળી દોરડાની ગુંથેલી સીડી નીચે ઉતરી.

આ ભડાકાનો અર્થ પેલો સત્તાધીશ સમજી ગયો તેથી પેલા કેદીને તે સીડીપર ચડવા ઈસારત કરી. તે કેદી જેવો સીડીપર ચડયો કે વજન લાગવાથી તરત સીડી ઉપર ખેંચાઇ ગઇ, અને તે સીડી પાછી ઉતરવાની રાહ જોતો એ સત્તાધીશ ઉભો રહયો

એક ઘડી બે ઘડી કલાક અને રાહ જોતાં છેવટ બે કલાક થઈ પરંતુ ન સીડી પાછી અંદર ઉતરી કે ન પેલું બાકોરૂ બંધ થયું.

અંતે તે સત્તાધીશ હારીને જે બારીમાંથી દાખલ થયો હતો તે તરફ વળ્યો.

એટલામાં પેલા બાકોરામાંથી કાંઈ પડવાનો અવાજ સભળાયો અને તેથી તે દોડતો ત્યાં આવી પહોંચ્યો, અને એ વસ્તુ શું પડી હતી તે જોઈ, એ સત્તાધીશ એકદમ ગભરાઇ ગયો અને એક હાથ માથાપર મુકી અફસોસની લાગણીમાં વીચારમાં ડુબી ગયો.

હવે વાંચક ! એ વસ્તુ શું હતી કે જેને જોઈ તે સત્તાધીશ આટલી હીંમત હારી ગયો, તે જાણવા માટે આપણે બીજી તરફ જવું પડશે.

જયારે ચકોર અને શ્યામ નામના બે જાસુસો કેદખાના તરફ આવવા નીકળ્યા ત્યારે કળાસુરી તેની પાછળ હતી.

કળાસુરીએ તેની પુંઠ તેની વાતો સાંભળી તેનો ઉપયોગ કરવા માટે પકડી હતી, પરંતુ ચકોર મુખમાંથી એક અક્ષર ન બોલતાં એક ઘરમાં દાખલ થઇ ગયો અને શ્યામને પોતાની પાછળ બોલાવ્યો.

કળાસુરીએ આથી જાણ્યું કે ' આ ચકોર જાસુસ આમ સહેલાઇથી પતો નહીં આપે પરંતુ એનો મુખ્ય વીચાર હુ સમજી છું જેથી મારે તેની અગાઉથી ગોઠવણ કરવી જોઈએ. જો કે હું ધારૂં તો તેને હમણાજ કેદ કરી શકું પરંતુ જયાંસુધી ગુન્હો પુરાવા સહીત સાબીત નથી થયો ત્યાંસુધી તેના પર કાંઈ પણ અમલ કરવાથી અન્યાય કહેવાય. તેમ કેટલાક રાજયદ્રોહી ખુટેલા નોકરો મારા જાણ્યા બહાર રહી જાય તો તે રાજયમાં પેઠેલા સડો આગળ ઉપર આખા રાજય દંડને પોલું કરવા સમર્થ થાય માટે તે સઘળાનો ન્યાયસર અંત લાવવા મારે બીજી યોજના કરવા જોઈએ.

આમ વીચાર કરી તે બરોબર કેદખાનામાં દાખલ થઈ અને પેલી સ્ત્રી સૈનીકની સરદાર સુમીત્રાને કેટલીક ચેતવણી આપી તે બીજી ગોઠવણ કરવા ચાલી ગઈ.

ચકોર ખરેખર ચકોરજ હતો. તેણે આ રાજયમાં જે જે કાંઈ કર્યું હતું તે બેશક પ્રશંસા પાત્ર હતું. તેણે રફતે રફતે (પોલીસ) પ્રજારક્ષક સૈન્ય કેળવણીની પરીક્ષા આપી એક અમલદારની જગ્યા મેળવી હતી અને તે સત્તાને આધારે તેણે રાજય મહેલની સર્વ બાતમી મેળવી હતી.

કેદખાનામાં પણ તે પોતાના હોદ્દાને આધારે કોઈપણ વખતે જઇ આવી શકતો.

આ પ્રસંગનો લાભ લઈ તેણે કેદખાનાપર દેખરેખ રાખનાર દરોગાને લાલચથી ખુટાડવા પ્રયત્ન કર્યો અને અંતે તેમાં ફતેહમંદ થયો.

પેલો દારોગો કેટલીક મોટી મોટી લાલચો અને મોટા અધીકારવાળી જગ્યાને માટે ચકોર સાથે કેટલાક કોલ કરાર અને અનલરાયના હાથના લેખીત દસ્તાવેજો મેળવ્યાપછી ખુટયો.

આ પ્રમાણે ચકોર અને દરોગો બંને અમલદાર વર્ગના સત્તાધારી એક થવાથી તેના રાજાને નસાડવાનું કામ ઘણી સહેલાઈથી પાર પાડી શકતો, પરંતુ તેના કમભાગ્યે આજ રાત્રીએ બનેલી વાતચીતે તેનું સત્યાનાશ વાળ્યું.

હવે વાંચક! તેં જાણ્યું હશે કે, પેલો અમલદાર જે આ સખત દેખરેખ અને સાચવણુવાળા કેદખાનામાં શી રીતે દાખલ થયો.

તેણે અગાઉથી ગોઠવણ કર્યા પ્રમાણે બધું પાર ઉતાર્યું, પરંતુ 'માણસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું.'

જો માણસનું ધાર્યું સર્વ કાંઈ થતું હોત તો આ દુનીયામાં-હેના બુદ્ધિવાન કોઈ કાળે પણ દુખ ન ભોગવત, પરંતુ કુદરતની ગતી વીચીત્ર છે. તેની કળાને પાર પામવા કોઇ સમર્થ નથી એ બહુમતે સીદ્ધ થયેલુંજ છે. તે પ્રમાણેજ ચકોર, ચકોરની ચકોરતાનું પણ પરીણામ આવ્યું.

કળાસુંદરી સુમીત્રાને ચેતવણી આપી કેદખાનામાં મુખ્ય ઓરડાપરની છતપર ગોઠવેલ ટેકરાના એક પથ્થરના આકારને ખસેડી નાખ્યો, અને એક દોરડાની સીડી લઈ ત્યાં ઉભી રહી.

જોકે ચકોર અને દારોગાએ આ ગોઠવણ અગાઉથી કરી ન હોતી, તેથી એ સીડી ઉતરવા બાબત તે કાંઈ જાણતો ન હતો તેથી સહેજ અજાયબ થયો, પરંતુ અનાયાસે મળી ગયેલી સગવડનો ઉપયોગ કરતાં મુકવાની મુર્ખાઈ કરવા જેટલી તેની હીમત ન ચાલી. વળી તેણે વીચાર કર્યો કે કદાચ કોઈ અનાયાસે આવેલા પ્રસગને લીધે આ નવી ગોઠવણ કરવાની જરૂર પડી હશે, તે સીવાય આ વીચીત્ર વખતે આવા પ્રકારનું કાર્ય કોઈ બીજો કરી શકે નહીં.

વળી પોતાની ગોઠવણ ઉપર તે પુરતો મુસ્તાક હતો. તેમ સાથે લાવેલા અંગરક્ષક તરીકે શ્યામના વચનપર તેને પુરતો વીશ્વાસ હતો કે કદાચ તે મને મદદ નહીં કરે તોપણ વચનભ્રષ્ટ થવાનું પાપ તો તે કદીપણ નજ કરે.

આવી કેટલીક ભાંનગડ તેના હૃદયમાં એ સીડી ઉતરતા સાથેજ વીજળીની માફક ઉત્પન્ન થઈ. પરંતુ અંતે તેટલીજ ઝડપથી તેનું સમાધાન થતાં તેણે એ આવેલી અમુલ્ય મદદ માટે દારોગાની બુધ્ધના વખાણ કર્યા અને અંતે તે પોતાની ચતુરાઇની જાળમાં પોતેજ સપડાયો.

રાજાને ઉપર ખેંચી લીધા પછી, કળાસુરીએ તેને તુરતજ બીજા એક અખંડ ઓરડામાં કેદ કર્યો, અને ચકોરની ચકોરાઇ જોવા અને સહેજ ગમત મેળવવા તે ઉભી રહી.

ચકોર ઘણોજ ગુંચવાયો, અને અંતે લાંબો વખત જતાં કોઈપણ રીતે ફાવી ન શકયો, ત્યારે જીવપર આવી પેલા બાકોરા તરફ ચહડવા પ્રયત્ન કરવા લાગ્યો.

કળાસુરી જોકે આ સર્વ જોયા કરતી હતી પરંતુ છેક અંતના પ્રસંગેજ તેને નીરાશ કરવો એવા કાંઇ ઉદ્ધત ખ્યાલથી આ તરફડતા ચતુર જીવડાની ચાલતી ગમત સાથે જોવા લાગી.

ચકોરમહા મહેનતે અને અનેક વખત શરીરને અંદર ફરીથી પછડાતા વેદના સહન કરતો છેક બાકોરા લગભગ આવ્યો એટલે કળાસુરી ત્યાંથી ખસીને એ પથ્થર આડે ઉભી રહી.

ચકોર જયારે અપુર્વ મહેનતે ઉપર આવ્યો ત્યારે પ્રભાત થઇ ચુકયું હતું. પરંતુ મરણીયો શું ન કરે, આ તેનીપર આવેલી અચાનક આફતથી તેની સર્વ અકલ ગુમ થઇ ગઇ હતી, અને પુરતુ અજવાળું થયા છતાં તે બાકોરાવાટે બહાર

નીકળ્યો અને છુટકારાનો આનંદી શ્વાસ લેતા ઉભો રહયો. જેમ કોઈ છટકામાં ફસાયેલો ઉંદર બહાર નીકળવા પ્રયત્ન કરતો હોય અને તેને સહેજ વખત હંફાવવા માટે જેમ કોઈ અટકચાળો બાળક હસતો હસતો જોયા કરતો હોય તેમ કળાસુરી આ ચકોરના છુટકારાથી આનંદી ચેહરો જોઈ હસવા લાગી.

આ ગમત સાથે એક બીજું પણ ઉપયોગી કારણ હતું. ચકોરને મદદ કરનાર જેલરને કળાસુરીએ મદદ કરતા જોયો હતો, પરંતુ સુમીત્રાના કહેવાથી પોતાના જેવી વીંટી બાબત જેમ તે પોતે પણ આશ્ચર્ય પામી હતી તેમ કદાચ દરોગો પણ એ વીંટીના બહાનાથી કદાચ ગુન્હામાંથી છટકી જાય તો એ પુરાવાને વધારે મજબુત કરવા માટે પણ આટલી ખામોશી તેણે ધારણ કરી હતી.

ચકોરને બહાર નીકળતાં જે આનંદ થયો હતો તે આનંદ તેના મુખપરથી એકાએક ગુમ થઇ ગયો. આ જોઈ કળાસુરી વીચારમાં પડી ગઈ કે ‘ શું તેણે મારી ધારણા પકડી પાડી હશે ’ પરંતુ ચકોરનો એ આનંદ ઉલટવાનું કારણ જુદુંજ હતું. તેણે સામે દારોગાને જોયો, પરંતુ દારોગો તેની તરફ જોતાં છતાં મદદે ન આવ્યો તેથી આ દીલગીરીનું કારણ ઉત્પન્ન થયું. ચકોર હવે છેકજ નીરાશ થઇ ગયો, તોપણ છેલ્લી હીંમત ધારણ કરી તે જીવને જોખમે નીચે ઉતર્યો અને

દારોગા તરફ વગર ધાસ્તીએ જાણે પોતાની ફરજ બજાવવા જતો હોય તેમ દમામથી ચાલ્યો.

દારોગા પાસે જતાંજ તેણે બૂમ મારી 'દારોગા' દારોગા એ પાછળ ફરી જોયું પણ જાણે કે આ કોઇ અજાણ્યો માણસ હોય તેમ તેની સામે જોઇ રહયો અને પુછવા લાગ્યો.

'તમે કોણ છો અને અહીં શી રીતે આવ્યા.'

ચકોર દરોગાનો વીચાર સમજી ગયો જેથી પોતાની સાથે બીજાને પણ ન બોળી નાખવાના ઉત્તમ વીચારથી વધારે કાંઈ છોડ છાડ ન કરતાં ડાબી બાજુ ફરી જવા લાગ્યો, પરતુ હવે દારોગો તેને એમ સહેજમાં જવા દે તેમ ન હોતું જેથી તેણે તરતજ બુમ મારી 'સબુર કરો, હું તમોને રાજય હુકમથી કેદ કરૂં છું.'

ચકોરતો આ શબ્દો સાંભળી તદન ગભરાઈ ગયો, પરંતુ હવે કાંઇ બીજો ઈલાજ નહોતો કે અજમાવે.

એટલામાં દારોગાએ સીટી ફોડી અને બે સૈનીકોએ આવી ચકોરને પકડી કેદ કીધો.



## પ્રકરણ ૫ મું.

# શ્યામ છટકી ગયો.

દારોગાએ ચકોરને કેદ કર્યો, એ જોતાંજ કળાસુરી પોતાની બુધ્ધીમાં હાર પામવાથી અકળાઇ ગઇ અને મનમાં બડબડવા લાગી.

જે ઝેરી સાપ નીમકહરામ રાજયદ્રોહીને સપડાવવો હતો તે તો ઉલટો લાભ લઈ ગયો.

આ વખતે મેં કેવી ભુલ કરી છે. ખરેખર જો મારી આખી જીંદગીમાં ભુલ કરી હોય તો આ પહેલી અને હવે છેલીજ છે. પણ ખેર ભુલી તો ફરીથી ગણીશ. ગઈ વાતનો અફસોસ કરવો એ પણ એક મુર્ખાઇ છે. હવે તો આ બાબતમાં મારે કોઈ બીજોજ નવો દાવ શોધવો જોઇએ, આ પછી તે થોડો વખત નીચું જોઈ ઉભી રહી, એટલામાં દારોગો ચકોરને કેદી તરીકે પકડી આગળ જવા લાગ્યો.

આ જોઇ કળાસુરી તરતજ જાહેર થઈ.

કળાસુરીને જોતાંજ દારોગે ઘણોજ નમી જઇને સલામ કરી, અને તેનો હુકમ સાંભળવાને જાણે તૈયાર થઇ રહયો હોય તેવો ડોળ કર્યો.

કળાસુરીને આથી ઘણી ચીડ ચડી પણ શું કરે? ન્યાયની બારીકી તેના ન્યાયી અંતઃકરણ આડે આવી ઉભી રહી, તોપણ કાંઈક જુસાથી બોલી કે, 'દારોગા, આ કોણ કેદી છે?' 'રાજઅધીષ્ટાત્રી! એ કોઇ ભયંકર ગુન્હો કરનાર રાજયનો દુશમન જણાય છે.' દરોગાએ બહુજ નમનતાઈથી કહ્યું.

**કળાસુરી**—શું તમો એને ઓળખતા નથી કે એ આપણા રાજયનોજ સત્તાધીશ છે.

**દારોગો**—જી! હું તે સારી રીતે જાણું છું, પરંતુ તેણે મારી સાથે ઠગાઈ કરી એક ભયંકર ગુન્હો કર્યો છે.

**કળાસુરી**—એટલો બધો ભયંકર ગુન્હો બન્યો હોય એમ તો કાંઈ જણાતું નથી. દારોગા જરા ખૂલાસાથી વાત કરો.

**દારોગો**—રાજયશકિત! એણે તમારી વીંટી ધારણ કરી અમોને થાપ આપી કેદખાનું ફોડી, રાજયના ખાસ કેદીને નસાડવાનો ભયંકર ગુન્હો કર્યો છે, જે માટે આજ્ઞા.

**કળાસુરી**—શાબાશ છે, દારોગા! તમોએ ઘણીજ ચંચળાઇ વાપરી રાજયનું હીત કર્યું છે. તો તેનો વાજબી બદલો તમોને મળશેજ.

**દારોગો**—માજી! એ મારી ફરજ મેં બજાવી છે, તેને વીશેષ કાંઈ રૂપ આપી મને નાહક શરમીંદા ન કરો.

**કળાસુરી**—નહીં! નહીં! મહીલા નગરીનો રાજદંડ, ગુણ અને અવગુણને ન ભુલતાં ન્યાયજ આપે છે, એ ચોકસ ખ્યાલમાં રાખજો.

આ કાંઈક કરડાકીમાં કળાસુરી બોલી, તેથી દારોગો સહેજ દબાઇ જઈ, પરંતુ ભાવાર્થ પોતાનાજ લાભમાં ખેંચી ઘણીજ સાદાઈથી બોલ્યો કે, 'મહીલા નગરીના રાજદંડનો ન્યાય એજ અમારૂં રક્ષણ કરનાર છે! અને તેથીજ એ અમારે પુજય છે.'

**કળાસુરી**—ઠીક છે, હુવે આ કેદીને કયાં લઇ જવા ધારો છો.

**દારોગો**—એ તો આપનીજ આજ્ઞાપર આધાર છે.

**કળાસુરી**—કેદખાનામાં બીજો તો કાંઇ ફેરફાર નથી થયો.

**દારોગો**—એ માટે મેં હજુ કાંઇ પુરતો તપાસ નથી કર્યો, એટલામાં આ ફરજ મારી ઉપર આવી પડી જે પ્રથમજ બજાવવા જોઈએ.

**કળાસુરી**—ખરેખર તમે રાજયના હીતેચ્છક અને બાહોંશ મંત્રી છો, પણ હવે હું તમોને કહું છું કે, આ કેદીની યોગ્ય ગોઠવણ કરી, કેદખાનાનો પુરતો તપાસ કરી, આજની ન્યાય નીરીક્ષણ કચેરીમાં આ કેદીસહીત જલદી હાજર થજો.

**દારોગો**—આપની આજ્ઞાને આધીન છું.

પરંતુ એ જવાબ સાંભળવાની રાહ ન જોતાં કળાસુરી ચાલી ગઇ.

દારોગો આ કેદીની વ્યવસ્થા કરવાનો સૈનીકને હુકમ આપી બીજી તપાસ કરવા પાછો ફર્યો.

હવે આપણને એક શંકા રહે છે કે ચકોરની સાથે આવેલો શ્યામ કે જે દરવાજાના દ્વાર પાંસે હતો તે એકાએક કયાં ગુમ થઈ ગયો, તેમ આટલી બધી હકીકત બની ગઈ, છતાં તેનો કાંઇ પત્તો કેમ ન મળ્યો. તેજ હવે જોવાનું છે.

ચકોર અંદર ગયો કે તુરત શ્યામ એ કેદખાનાને આજુ બાજુથી તપાસવા લાગ્યો. એટલામાં કોઈ સ્ત્રીના પગલા પડેલા તેણે જોયાં, તે પગલાપર પુરતું ધ્યાન આપી જોતાં તેને ખાત્રી થઈ કે, આ પગલા ચોકસ કળાસુરીનાજ છે અને એ પગલા ઉપર જાય છે તેથી તે આ કેદખાનાના ઓરડાના ઉપરના ભાગમાં કાંઈ યંત્ર રચી ઉભેલી હશે.

આ ખ્યાલ આવતાં પોતાની શી વ્યવસ્થા કરવી તેનો રસ્તો તેને એકદમ સુઝ પડયો. દારોગાએ કેદખાનાની બારી ઉઘાડી, ચકોરને અંદર દાખલ કરી આગળ તપાસ કરવા ગયો. એટલામાં શ્યામે પોતાને માટે નીશ્ચય કરી તે ખીણ જેવા દેખાતી કીલાની રક્ષીત એવડી ભીંતની વચ્ચે કુદી પડયો અને ત્યાં અંદર બેસી રહી શું બને છે તે સાંભળવા તલપી રહયો.

ઉપર બનેલી સઘળી હકીકત તેણે કાનેથી સાંભળી અને તેપરથી કળાસુરી માટે તેને કાંઈક જુદોજ વીચાર આવ્યો. કળાસુરી ચાલી ગઈ, દારોગો કામપર દાખલ થયો, એટલે શ્યામ તે ખાઇમાંની બીજી ભીંતપર પોતાની પાંસેની ચંદનઘો ફેંકી અને તેની સાથે બાંધેલી દોરી પકડી છેક ઉપર ચડી ગયો. અને એજ દોરીની મદદથી બીજી બાજુ ઉતરી ગયો. હવે જે ઘેરાવામાંથી તેને બહાર જવાનું હતું તે તેણે પહેરેલા સૈનીકના વેશથી કાંઈ અડચણ ન આવી.

તે સીધો પોતાનાં ઉતારાપર ગયો અને ન્યાય કચેરી વખતે હાજર થવા યોગ્ય વેશમાં તૈયાર થયો.



## પ્રકરણ ૬ ઠું.



# ન્યાય અને કળાસુરી.



મહીલા નગરીની ન્યાય કચેરીમાં આજે કળાસુરી પોતેજ ન્યાયાધીશ તરીકે બેઠેલી છે, રાજ્યાસનપર સરધર અને અલકમંજરી બેઠા છે, કચેરી પુર ઠાઠથી ભરાઈ ગઇ છે. કેટલાક પંડીતો અને ન્યાય નીરીક્ષા જાણનારા ( વકીલો ) ઓ હાજર થયા છે.

એ ઉપરાંત રાજ્યને શોભીતા દમામથી રયાસત તૈયાર થયેલી છે.

કેદીના પીંજરામાં બે કેદીઓ ઉભેલા છે.

દારોગો પુરતા રૂવાબથી સૈન્યાધીશના મુખ્ય આસનપર અત્યારે બેઠેલો છે.

એ ઉપરાંત રાજ્યકચેરીના યોગ્ય બંદોબસ્તથી શાંતી છપાઇ રહી છે.

આ અજબ શાંતીનો ભંગ પ્રથમ કળાસુરીએ કર્યો કે, ' અત્યારે આ ન્યાયાસન સામે ઉભા રહેલા કેદી વીદેશીઓ છે, પરંતુ આ રાજ્યનો તેઓએ ગંભીર ગુન્હો કર્યો છે તો તેની

તપાસ આ રાજયના કાયદાને અનુસારે થશે, તે બાબત અહીં બેસનારાઓમાંથી કોઇને કાંઇ વાંધો હોય તો જણાવશો.'

**ચકોર**—એ બાબતમાં હુંજ વાંધો લઉં છું, જો કે અમે અમો વીદેશી છઈએ, અને એટલાજ માટે આ રાજય સ્વાર્થદ્રષ્ટીથી અમોને ગુન્હેગાર ગણે છે, પરંતુ માત્ર પોતાની સ્વતંત્રા મેળવવાને ન્યાયથી હકદાર છે. તેમજ મારા રાજા એક મહોટા રાજયપર અમલ ચલાવનાર જેની હાંકથી લાખો માણુસો કંપતા હતા, જેના સુખ માટે લાખો હાથ અને મહોડાં ખમા ખમા કરતા હતા, તેવા એક મહાન સ્વતંત્ર નરને એક કંગાલ કેદીની હાલતમાં તમોએ બંધન રાખેલ છે, તે ફકત તમારી સ્વાર્થ દ્રષ્ટીનોજ ભોગ છે. કારણુ રાજયની વીરૂધ્દિ બાબત જોતાં કોઈપણુ પ્રકારનો દંડ કર્યા શીવાય માફી આપવી એ ઉત્તમ રાજયનીતીનું અંગ છે. સાધારણુ દંડ લઈ તેને મુકત કરવો એ મધ્યમ રાજનીતી છે, આ તમે ચલાવેલી નીતી તો ખરેખર અધમ છે તો એવી અધમ નીતી ધારણુ કરનાર પોતાની સ્વાર્થી નજરથી નાહક ન્યાયના નામને ભ્રષ્ટ કરી બાળના ખેલ જેવો વેશ ભજવી બતાવે છે, તેને આ કચેરીમાંથી કોઇપણુ ન્યાય એ નામ આપે તો અમારે પણુ તે માન્ય છે.

ચકોરની આ વાકયચાતુરતાથી આખી સભા તેના સામે જોઈ રહી, પરંતુ તેણે જે ભાર સભાની પર નાખ્યો હતો તે માટે કોઈએ જવાબ ન આપતાં ઉલટી વધારે શાંતી ધારણ કરી રહી.

**કળાસુરી**--એ બાબત હુંજ તમોને સાબીત કરી આપું છું કે આ રાજયની, અધમ રાજયનીતી એટલે આસુરી નથી, પરંતુ સર્વથી શ્રેષ્ટ ઉત્તમ નીતીવાન નીષ્પક્ષપાતી ન્યાયના કાંટાને ધારણુ કરનાર છે.

તમારો રાજા આ રાજયની સરહદ્દપર ફકત બે બાળકોના ખેલને આધારે ચડી આવેલો હતો અને તેથી તેણે આ રાજયને અને પ્રજાને કેટલી દુખદ સ્થીતી ભોગવવી પડી હશે? વળી આ રાજયપર રાજય કરનાર એક વીધવા સ્ત્રી હતી, અને એ અનાથ અબલાપર શસ્ત્ર બાંધી આવનાર ક્ષત્રી હોય એ કેમ માની શકાય ?

લગ્ન પ્રસંગ હમેશાં ખુશાલી અને પ્રીતીથી સંધાય છે. તો તે નીયમનો ભંગ કરી પ્રથમથીજ વેર અને સબંધીઓના સત્યાનાશ રૂપ લડાઇનો પ્રસંગ લાવવો એ તદન અનીતીજ છે.

હા જો કે ક્ષત્રી માટે કન્યાના હરણુ કરવા રૂપ લગ્ન ક્રીયા કોઇ સમર્થ કારણુને લઇ શાસ્ત્રમાં નીરમેલી છે, પરંતુ એ લગ્ન ઉત્તમ નહીં પણ મધ્યમ ગણાય છે, અને તર્કશાસ્ત્રને આધારે ન્યાયદ્રષ્ટીથી જોતાં તો કેવળ કનીષ્ટ અને અનીતીજ દરશાય છે.

હવે ઉપરની ત્રણુ નહીં માફ થઇ શકે એવી અનીતીના આચરણુ કરનારને યોગ્ય શીક્ષા કેમ ન મળવી જોઇએ.

ધર્મ માટે અગર સમાનતાથી યુધ્ધ થયેલું હોય અને તે પણ જો ધર્મ યુધ્ધજ કહી શકાય તેવી સામાની વર્તણુક હોય તો બેશક તેવો શત્રુ પણ ક્ષમાને પાત્ર છે.

વળી ચક્રવર્તીની ઇચ્છાથી જો પોતાનાથી નબળાને હરાવ્યો હોય તો તે રાજા દંડને પાત્ર છે, પરંતુ જે ત્રણ ત્રણ જાતની અનીતી અને દુષ્ટ બુધ્દિથી અનાથ અબળાને ખાસ દુખ દેવાની દુષ્ટ વાંચ્છનાથી લડવા આવેલો પીશાચ તો દેહાંત દંડનેજ લાયક છે, તેનાપર કરેલી કૃપા ઉલટી રાજ્યદંડને અને ન્યાયને દોષીત કરે છે. તો તમારા રાજામાટે હવે તમારૂં શું કહેવું છે.

**ચકોર**—પુરાણીક દાખલાઓથી સીધ્ધ થાય છે કે રૂકમણીના ખાસ આમંત્રણથી શ્રીકૃષ્ણે જેમ કર્યું હતું તેમજ તમારી રાજય દુહીતાના ખાસ આમંત્રણને માન આપી અમોએ પગલા ભરેલા છે. તો શ્રીકૃષ્ણના એ આચરણને તમે અન્યાય કહેશો.

**કળાસુરી**—રાજાને તો ખાસ કરી કોઇપણ પગલું ભરતાં અગાઉ પુર્ણ વીચાર કરવાની જરૂર છે. કારણ કે તેના એક સાધારણ વીચારથી લાખો પ્રાણુની હાની થાય છે. આવો ઉલકાપાત કોઇ માણસ વગર વીચાર્યે પોતાના સહેજ સુખ માટે, અગર કોઈ નાદાન બુદ્ધિના બાળકની પરીક્ષા કર્યા સીવાય તેના વીચારપર આધાર રાખી લોહીની નીકો ચલાવી, હજારો સ્ત્રીઓ બાળકને નીધણીયાતી અને પાયમાલી કરનાર લડાઇનો આરંભ કરવો એ

ગુન્હો કેટલો ભયંકર ગણાશે. હા, જો શ્રીકૃષ્ણ સમાન નીતી અને શકિત ધારણ કરી કોઈ અયોગ્ય પગલું ભર્યું હોત તોપણ વીજય જેને ઘેર વાસ કરી રહયો છે. તેને કાંઈ બાધ ન હોતો અને તે છતાં પણ જો તેના અનીતીના વીચાર હોત તો બેશક તે પણ ગુન્હેગાર ગણાયજ. પરંતુ રૂકમૈની અનીતીનો નાશ કરવામાટે ઘણાજ પુક્ષ વીચારથી એ કાર્ય કરયું હતું. તો તે પ્રમાણે તમારા રાજાની યોગ્યતા શું તમે ગણી શકશો ?

**ચકોર**—મોટા કરે તે નીતી, અને ઉત્તમ અને નાના કરે તે અનીતી, ને અધમ એમ તમારૂં કહેવું છે.

**કળાસુરી**—બેશક ! મ્હોટા એટલે ઉત્તમ, તેમજ ઉત્તમના વીચાર, બુદ્ધિ, નીતી, અને સર્વગુણો ઉત્તમજ હોય છે, તો જુઓ કે કેટલાક ઉત્તમ ગુણોથી સુવાસીક પુષ્પો જો મહાન નર રાજા અને અમીરોનાં શીરતાજ પર ફેંકતા પણ ઉત્તમજ ગણાય છે. ત્યારે નઠોર પથ્થર અને દુર્ગંધી વસ્તુનો સહજ કોઈપર ઉપયોગ કરતા આપણો અંત ખેચી લાવે છે. તો ઉત્તમની ઉત્તમ સ્થીતી અને કદાચ સહજ નરમ દોષીત થવારૂપ ભુલને પાત્ર થાય તો તે એજ પ્રમાણે ઉત્તમ એટલે ઘણીજ નરમ શીક્ષાને પાત્ર ગણાય. પરંતુ નઠોરતાની સહજ અસરવાળી વસ્તુનો તો બનતા સુધી દુનીયાપરથી નાશ કરી તેને બીજા રૂપ માં દાખલ કરી દેવી જોઈએ.

**ચકોર**—આપ જેને ઉત્તમ કહો છો, તેજ ઉત્તમ વસ્તુ છે, અને સર્વ દુનીયાને તે માન્ય છે.

કળાસુરી હસી પડી, અને બોલી કે, 'વાહ! વાહ! હવે ઉંડાણમાં ઉતર્યા ખરા, પરતુ જાસુસ તમો જાણો છો કે એ બાબતમાં તમો અંતે નહીં ફાવો, હા જો કે હુ પણ કબુલ કરૂં છું કે, જેને જેને જે પ્રીય છે તે કનીષ્ટ છતાં પણ તેના મનને ઉત્તમ છે, પરંતુ જે સર્વમાન્ય વસ્તુ છે કે, ઘણાઓ જેની પ્રસંશા કરે તેજ ઉત્તમ અને આખી માણસ જાતને દુખરૂપ થનાર કર્મ વસ્તુ તે અધમજ છે. છતાં બ્રહ્મજ્ઞાન વેદાંત અને તર્કશાસ્ત્રના મતને આધારે તમો જો સવાલ કરશો તોપણ ન્યાય એ વસ્તુ છે કે, દરેકને ખરા નીયમમાં ખેંચી રાખે.

હવે હું ધારૂ છું કે, એ બાબતમાટે આટલાથી તમારે સંતોષ ધરવો જોઈએ, કારણ હવે પછી તમે સવાલ માટે જે રસ્તો લીધો તે ન્યાયની કચેરી કરતાં શાસ્ત્રી સભામાંજ ઉપયોગી થાય. આ તો ન્યાય મંદીર છે, જેથી આપણે સર્વ માણસ જાતને અને આપણી ક્ષત્રીઓની ચાલતી આવેલી નીતીના કાટલાંથીજ ન્યાયના કાટામાં ગુન્હાનું વાજબી સ્વરૂપ તોલવું છે. ન્યાયની સમજ સરલ છે. સાધારણ બાળક પણ પોતાની કેળવણીના પ્રમાણમાં ન્યાય સમજી શકે છે. દુષ્ટકૃત્ય કરનારો પણ માણસનો દેહ ન્યાયને અછી રીતે ઓળખે છે.

તો એ ન્યાય કે જેની તુલના સર્વ કોઇ ઘણીજ સહેલાઇથી કરી શકે તેને આધારેજ તમારા ગુન્હાનો તપાસ થશે.

**ચકોર**—આપનું એ સર્વ કહેવું જો કે વાજબી છે તોપણ અત્યારે તમારી સત્તાના બળથી કાંઇક વીષેષ રૂપ ધરાવે છે. પણ અમો તો હાલ તમારી એ સત્તાની આંધળી જાળમાં પકડાયેલા છઈએ જેથી આપની મરજી મુજબ કરવા શકિતવાન છો.

**કળાસુરી**—ચતુર જાસુસ તમે ખાલી ફાંફા મારો છો. જે સાચું છે તે કદીપણ ખોટું કરી શકશે નહીં, ત્યારે આમ અમને અપવાદ આપી નાહક આ રાજ્યદંડનું અપમાન ન કરો. એ માટે હું તમને ચેતવણી આપું છું. આ પછી ચકોર મૌન્ય રહયો. કળાસુરીએ પ્રથમજ શાક્ષીના પીંજરામાં દાખલ થવાનો દારોગાને હુકમ કર્યો. એ હુકમનો તરત અમલ થયો. એટલે કળાસુરી દારોગાને પુછવા લાગી, દારોગા તમે આ બાબતમાં કાંઇ ઉપયોગી થાય તેવું કહી શકશો.

**દારોગો**—આપની આજ્ઞાનુસાર જવાબ આપવાને તૈયાર છું, અને ખરી હકીકતથી તો આપ જાણીતા છો.

**કળાસુરી**—હું બધી હકીકત નથી જાણુતી, જેથી કેટલુંક જાણવાનું બાકી રહ્યું છે. આ માણસને કેદખાનામાં તમોએ દાખલ કર્યો હતો.

**દારોગો**—હાજી, અને એ ફકત આપની વીંટીની નીશાનીથી મેં ભયંકર ભુલ કરી, પરંતુ મારી તે ભુલ મેંજ સુધારી છે.

**કુળાસુરી**—જોકે તે માણુસ પાંસે મારી વીંટી જેવી વીંટી હતી અને તે નીશાની માટે પુરતું છે, તો પણુ તેને અંદર શામાટે જવું હતું એવી કાંઈ તમોએ તપાસ કરી હતી.

**દારોગો**—બીલકુલ નહીં, કારણુ આપની નીશાની રૂપ હુકમ પાંસે અમો લાચાર છઈએ.

**કુળાસુરી**—એ માણસ અંદર દાખલ થયા પછી કેટલો વખત અંદર રોકાણુ થઈ હુશે.

**દારોગો**—આસરે ત્રણુ ચાર કલાક.

**કુળાસુરી**—આટલો બધો વખત વીતી ગયા છતાં તમોને કાંઈ શંકા ઉત્પન્ન ન થઇ.

**દારોગો**—એ બાબતપર ધ્યાન આપવાની મારી ફરજ નહોતી, કારણુ તમારા માણુસપર મારાથી સહેજ પણુ અવીશ્વાસ કેમ ધારી શકાય.

**કુળાસુરી**—શાબાસ છે, એ તમોએ મારા હુકમ માટે પુરતી લાગણી દરશાવી છે, અને તેમાટે હું તમારી આભારી છું.

**દારોગો**—આપનો હુકમ એ રાજ્યના હીતેચ્છક દેવીનો હુકમ ગણી મેં મારી ફરજ બજાવી, તેથી તમારા પર ઉપકાર કરેલો નજ ગણાય.

**કુળાસુરી**—બેશક તમે તમારી ફરજ બરોબર બજાવી છે. હવે તમોને ફકત એકજ સવાલ પુછું છું તેનો પુખ્ત વીચાર કરી જવાબ આપશો.

જ્યારે તમો એ મારી નીશાનીના માન ખાતર તેને અંદર દાખલ થવા દીધો ત્યારે જે વખતે તમે તેને બહારથી પકડી કેદ કર્યો તે વખતે તેનીપર શંકા જવાનું શું કારણ હતું, કાંઇજ નહીં, કારણ તે વખતે પણ એ વીંટી તો તેની હાથપરજ હતી.

**દારોગો**—પ્રભાતનું અજવાળું પડવાથી એ વીંટી બનાવટી છે, એમ મને જણાયું તેથી મને શક ઉત્પન્ન થવાથી મારે તેને કેદ કરવાની જરૂર પડી.

**કળાશુરી**—ખરેખર દારોગા તમે બહુ હુશીયાર જણાઓ છો. લ્યો આ બે વીંટી જુઓ તેમાં અસલ મારી વીંટી કઇ અને જે બનાવટી વીંટી તેણે પહેરી હતી તે કઇ તે મને બતાવશો.

દારોગાને બને વીંટી એક સૈનીકે આપી, જે તપાસી જોતાં બને સરખી અને એકજ જોડીની જણાઇ. આથી હવેજ દારોગો વીષેષ ગભરાયો, છતાં પોતાના છેલ્લા પણ લંગડા બચાવ અર્થે એમાંની એક વીંટી જુદી કહાડીને બોલ્યો, 'આ વીંટી બનાવટી છે તે અને આ આપની.'

કળાસુરી તે બને વીંટી જુદી જુદી લઇ ચકોરને જોવા આપી, અને બોલી 'ચકોર આ માટે તમે શું કહો છો'

**ચકોર**—બેશક, દારોગાનું કહેવું તદન ખરેખરૂં છે.

**કળાશુરી**—જુઠી શાક્ષી આપી ઈશ્વરના અને ન્યાયના ગુન્હેગાર ન થાઓ. એથી કાંઇ તમારો હેતુ પાર પડશે નહીં

કારણુ મારી પાંસે એકથી એક વધારે બળવાન અનેક પુરાવા છે. તો ચકોર જો તમો આ સ્થાનને વધારે ઠગવા પ્રયત્ન કરશો તો તે માટે તમે બીજા ગુન્હાના ગુન્હેગાર થશો.

ચકોર—આપની એટલી સખત ધમકી છતાં પણુ મારાથી નહીંજ કહી શકાય કે, એ દારોગાની ઓળખમાં ભુલ છે.

કળાશુરી—ઠીક છે. તે માટે હવે વધારે સખત પગલા ભરાશે. લાવો તે વીંટીઓ અહીંઆ.

સૈનીકે ચકોરના હાથમાંથી તે વીંટીઓ લઇ કળાસુરીને આપી, અને કળાસુરીએ તે વીંટીની સર્વની નજરે ઢાંપ ખોલી નાખી કે તેની અંદર કાંઇ કાગડની કટકી જેવું દેખાયું. તે સર્વને દેખાડી પાછી બંધ કરી, ચકોર અને દારોગાને ઓળખવા આપી પરંતુ તેઓ બને એ બાબતમાં પાછા પડયા, જેથી દારોગો શરમ થી નીચું જોઇ ગયો.

કળાસુરી—કેમ દારોગા! હવે તમે તમારી ભુલ કબુલ કરો છો કે, તમોએ વીંટી ઓળખી તેને નથી પકડયા, પરંતુ તેનું કાંઇ બીજુંજ કારણુ હોવું જોઈએ, અને તે કારણુ હું તમારી પાંસેથીજ સાંભળવા માગું છું, પણુ બોલતાં અગાઉ ખ્યાલ રાખજો કે વધારે ઠગાઈ કરી, આ રાજયગાદીના વધારે વધારે ગુન્હેગાર થવા કરતાં ફકત તમારા હીતને ખાતર સાચુંજ બોલશો.

દારોગાએ એનો કાંઈપણ જવાબ ન આપ્યો પરંતુ વચ્ચે ચકોર બોલી ઉઠયો.

'દારોગો આપની સેહથી દબાઈ નાહક માર્યો જાય છે.'

**કળાશુરી**—બસ કરો. તમોને આ સ્થળે બોલવાનો કાંઈ હક નથી. એ તમારી ઉદ્ધતાઇ માટે તમારે પસ્તાવું પડશે.

**ચકોર**—મરણને સાથે લઈ ફરનાર જાસુસ જો એવી ધમકીથીજ ડરી જાય તો પછી જાસુસના કામ કેમ પાર ઉતારી શકે ? હા, જોકે, એ દારોગો આપનો નોકર છે, વળી કુદરતી રીતે આ વીંટીની બાબતમાં તેણે હાર ખાધી છે, પરંતુ હું ચોકસ કહું છું કે, એ સર્વ તમારી બનાવટનોજ ભેદ છે. આ બાબતમાં તમોએ નીચ પ્રપંચ કરેલો છે. જો ખરૂં કહું તો એ એમાંની એકપણ વીંટી મારી પાંસે નહોતી, પરંતુ મારી પાંસેની વીંટી તો જુદીજ છે, અને તે તમોએ છુપાવીને આ કપટબાજી રચી છે.

**એક સભાસદ**—જાસુસ ! મારે આ સ્થળે કહેવું જોઈએ કે, તમારો એ પેચ ઉત્તમ છે, પરંતુ જરા અસુરૂં થઇ ગયું છે. એ દાવ પહેલોજ યાદદાસ્તમાંથી ફેંકાયો હોત તો કદાચ આ દેખાયેલાં પરીણામને ઘણો વખત લાગત.

**ચકોર**—માણુસ માત્ર ભુલને પાત્ર છે. ફકત એ બેજ વીંટીઓ જોઇ એમ કોને જણાય કે ઉપયોગી અને મુદ્દાની વસ્તુ છુપાવી ન્યાય કરનાર પણ કપટ કરે છે.

**કળાશુરી**—ન્યાય કરનાર કદાચ કપટ રચે તો તે ફકત સાચું શોધવાને માટેજ, કારણ જો ન્યાય પોતાનો રસ્તો ચુકી જાય તો એ ન્યાય કરનારને શીરજ દોષ આવી પડે છે, જેથી ન્યાય કરનારને પણ પોતાના બચાવ અર્થે ગુન્હેગાર કરતાં પણ વધારે બહીક રાખવી પડે છે. ન્યાયાધીશના શીરપર રહેલું જોખમ મહા ભયંકર છે. કદાચ જો તેની ભુલથી બીન ગુન્હેગાર શીક્ષા પાત્ર થાય તો ન્યાયાધીશ નીચમાં નીચ નર્કનો અધીકારી થાય છે. ગુન્હેગારને તો ફકત ગુન્હાના સ્વરૂપ જેટલીજ શીક્ષા ભોગવવાની છે, પરંતુ ન્યાયાધીશના માથાપર જે ભયંકર જોખમ રહેલું છે, તેનો ખ્યાલજ આપણને ગભરાવી નાખે છે, અને એવા જોખમ ભર્યાં કામ કરનારપર દયા આવે છે.

જો આ વીચાર હરેક ન્યાયાધીશ ખ્યાલમાં રાખે તો ન્યાયાધીશની જગ્યાના ઉમેદવારો દીવસે દીવસે ઓછા થતા જાય અને અંતે ભય ભરેલી જગ્યા કેટલોક વખત ખાલીજ પડી રહે, પરંતુ દુનીયાપરના ન્યાયાધીશોના વીચાર તો એથી જુદાજ છે. તેઓ તો ન્યાય એ ફકત સાધારણ લેખ લખવાનું કામ સમજે છે, અને એવા પાચ પચીસ સફેદ કાગળીયા કાળા કરી, આડી અવળી કાયદાની કલમો તપાસી જે કાંઈ પાર ઉતર્યું તે પ્રમાણે ન્યાય આપી દે છે. તેને એ ખ્યાલ પણ નથી કે, મારી જોખમ ભરી જગ્યાની ફરજ આથી પુરી નથી થઇ, તો એવા ન્યાયાધીશોને વીષેષ મગજને તસ્દી આપવાની શી જરૂર.

**કળાશુરી**—જાસુસ હવે આથી તમોને કહું છું કે, હું એ ભયંકર જોખમકારી જગ્યાપર અત્યારે છું, અને એ બાબત માટે કેટલી સાવચેતી અને મારો બચાવ રાખવો જોઈએ, એનો વીચાર તમેજ કરો.

**ચકોર**—આપના એ ડોળથી કાંઈ અમારૂં હીત ન થઇ ગયું, જ્યારે અમોને બરોબર ન્યાય મળશે ત્યારે જાણુશું કે, દુનીયાપર એવા પણ ન્યાયાધીશ છે કે, જે ન્યાયજ કરે છે.

**કળાશુરી**—તમારે માટે હું ગોઠવણમાંજ છું, પરંતુ આ તમારી સામા શાક્ષી તરીકે આવેલા દારોગો તમારો મીત્ર થઈ ગયો એ તમારી આકર્ષણ શકિતથી હું બહુ અજબ પામી છું. તો જેમ તમોએ તેનીપર પ્રીતી રાખી છે, તેવીજ રીતે હવે તમારા પીંજરામાં જગ્યા આપી તમારા સહવાસનો તેને આનંદ આપશો. એટલું બોલી, તેણે સૈનીકને ઇસારત કરી કે તુરત દારોગાને કેદીના પીંજરામાં દાખલ કીધો, અને તેપછી કેદ પડેલા રાજાને કળાસુરી પુછવા લાગી કે, ‘ રાજન! તમારી પર ન્યાયથી ગુન્હો સાબીત થયા પછી જે યોગ્ય શીક્ષા થઇ હતી, તેપછી આ જેલ તોડવાનો અને નાશી જવાનો જે ગુન્હો કર્યો છે, તે બાબત તમે કબુલ કરો છો કે નહીં?

**રાજા**—એમાં મારી કાંઈ કસુર નથી, દરેક માણુસને પોતાના બચાવ કરવાનો પુરતો હક છે, તેમ મેં ન્હાશી જવા માટે કોઈપણ કાર્ય તો શું? પરંતુ લાગણી પણ ધરાવી નથી.

કુદરતી સંયોગને આધારે, ફાંસીએ જતા માણુસની ફાંસી ત્રુટી જાય, અને તેથી તે માણુસ મરી ન જાય, પરંતુ જીવતો રહે તે શું ગુન્હો કર્યો ગણાય? તેમજ મારૂં પણ થયું છે. તો એ બાબતમાં તમારી આ ન્યાય કરતાં સત્તાનો અમલ જે કાંઇ કરે તે સહન કરવા આ મારો સ્વમાની દેહ તૈયાર છે.

**કળાશુરી**—તમારે માટે નીમાયેલી શીક્ષાની તમોને ખબર હતી, અને ન્યાયને આધારે એ શીક્ષા ભોગવવી એ તમારૂં કર્મ હતું, છતાં ન્યાય ઉલંઘી તમારા બદદાનતનો તમે જાણી સમજીને ઉપયોગ કર્યો તો ન્યાયની રીતે શુધ દાનતથી અનાયાસે કદાચ ભયંકર ગુન્હો બની જાય તોપણ તે માફીને પાત્ર છે. બલકે ન્યાયથી બીન ગુન્હેગર ગણાય છે, પરંતુ બદ દાનતથી કદાચ ગુન્હો બીલકુલ ન બન્યો હોય પરંતુ ગુન્હા માટે કાંઈ પ્રયોગ કર્યો હોય તોપણ તે ગુન્હામાટે પુરતો ગુન્હેગાર છે. તેમ તમોએ જેલ તોડવનારને મદદરૂપ થવાનો અને જેલમાંથી નાશી જવાનો ગુન્હો કર્યો છે, અને તેની સાબીતી મેં નજરે જોઇ છે. વળી આજ દીવસ સુધી તમે રાજ્ય કેદી તરીકે હતાં, કારણ તમારી લડાઇની હારથીજ તમોને કેદ કર્યા હતા, એ સીવાય તમારાપર રાજયસત્તાધારીએ રહેમ રાખી વધારે ગુન્હામાટે તપાસ ચલાવી નહોતી, અને તેથી રાજા તરીકેની તમારી લડાઇની હાર માટે જે કાંઇ શીક્ષા થાય છે, તેવીજ વર્તણુક તમારા પ્રત્યે રાખી હતી. આજ દીવસ સુધી તમોને બહાર જવાના પ્રતીબંધ સીવાય બીજી કોઈપણ રીતે કેદી તરીકે નજર ન રાખતાં એક અમીરને લાયક માનપાન અને

સારી ગોઠવણુથી રાખેલા હતા, પરંતુ તમો તે માટે હાથે કરી અયોગ્ય ઠરવાનો યત્ન કર્યો, અને તેથી હવે તમારે માટે શું વીચાર કરવો તે બાબત તમારીજ સલાહ ચાહું છું.

**રાજા**—આપ અત્યારે કેવળ સ્વતંત્ર અને સ્વાર્થી સત્તાધીશ છો, તો જે કાંઇ કરશો તે અમારે સહન કરવુંજ પડશે, પરંતુ એ બાબતમાં આગળ ઉપર વંશપરંપરા ઉતરતા આવેલા વારસોમાં એ વેર ચાલુ રહેશે, અને કોઈપણ સમયે કુદરત સાનકુળ થતાં તમારી આ ચાલ માટે આ રાજ્યના વારસોને જે કાંઈ ભોગવવુ પડશે, તે માટે ઈશ્વરને ઘેર તમો જવાબદાર રહેશો.

**કળાશુરી**—આ ન્યાયના આસનપર બેસી ન્યાયાધીશ તરીકે જે કાંઇ ન્યાય કરૂં છું, તેને માટે હું હમણાજ ઈશ્વરની જવાબ દારીમાં છું. અને એ માટે ચકોરને છેવટ આપેલા જવાબમાં લંબાણુથી ખુલાસો કર્યો છે, તોપછી એ માટે વખતો વખત એકજ સવાલ ન કરવાની હું તમોને ભલામણ કરૂં છું.

**રાજા**—હવે મેં જે કહ્યું છે તે મારા દ્રઢ અને પુરતા વીચારથી કહ્યું છે તે બાબત ખાસ તમોને ઈસારો કરી, હુ સદાને માટે તમારી સાથે બોલતો બંધ થાઉં છું.

**કળાશુરી**—એ માટે કાંઇ ફીકર જેવું નથી. હું જે કાંઇ કરૂં છુ તે વીચારીનેજ કરૂં છું, અને એ માટેની મારી જવાબદારી મારા માથાપર કબુલ રાખું છું.

હવે ચકોર તમારે તમારા બચાવ અર્થે કાંઇ કહેવાનું છે.

**ચકોર**—હું સઘળા મુદ્દાસહીત તમારા રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કરતાં પકડાયો છે, અને તે હું કબુલ કરૂં છું, પરંતુ એ મારૂં કરેલું કાર્ય ન્યાયની રીતે ગુન્હો થયો છે, એમ હું માનતો નથી, પરંતુ મારી ફરજજ ફકત મેં બજાવી છે.

**કળાશુરી**—અને તે ફરજ બજાવવા માટેની ઉત્તમ બક્ષીસની મોજ તમારેજ માણવી હતી, તો હવે એમાં તમારી આ ભુલથીજ તમોને આ ગુન્હાની શીક્ષારૂપી બક્ષીસ આપી છે, તો તે તમારે કબુલ કરવીજ જોઇએ, અને એ યોગ્ય છે, એમ તમારે માનવુંજ જોઈએ.

**ચકોર**—તમો અમારીપરના જે ગુન્હા ગણો છો તે સર્વ માટે અમારૂં રાજ્ય નીરઅપરાધી છે, અને અમે જે કાંઈ પગલાં ભર્યાં છે, તે ફકત તમારા રાજ્યનાં મુખ્ય વારસ અને પાટવીના અનુમતથીજ, અને એ બાબતનો પુરાવો આ મારી પાંસે રજુ છે, તે જુઓ.

એમ બોલી, એક કાગળ તેણે સૈનીકને આપ્યો. જે કાગળ કળાસુરીના હાથમાં પહોંચ્યો, તે કાગળ વાંચી કળાસુરી જરા નરમ પડી, અને તેથી મનમાં વીચારવા લાગી, આ કાગળ જોકે નકલ છે, પરંતુ તે કાગળ પણ તેની પાંસેજ હશે. આવો ખુલો કાગળ, કદાચ તે કચેરીમાં વાંચી સંભળાવશે તો તેથી આ રાજ્ય રાણીની આબરૂને ઝાંખ લાગશે. એટલુંજ નહીં, પરંતુ સરધરને પણ તે માટે કદાચ વહેમ ઉત્પન્ન થાય તો, અગાધ

પ્રેમના બંધ નરમ થઈ, આ યોજેલી સુખની સબળ સાંકળ આગળ જતાં ત્રુટી જાય, જેથી બનતાં સુધી આ બાબત જેમ બને તેમ છુપાવવી જોઇએ. પરંતુ એ મારો વીચાર કદાચ જાણી જશે તો તેઓ કદાચ ઉશકેરાયેલા હોવાથી ઉલટું કરી નાખશે.

ખરેખર રાજ્યગાદી પ્રપંચ જુઠ અને નીચ કળાનુંજ સ્થાનછે.

રાજયના અધીષ્ટાઓને દરેક વખતે કલંકથી બચાવાની જરૂર છે, પરંતુ એ સ્થાનજ એવું વીચીત્ર છે કે, તે ભાગ્યેજ નીષ્કલંક રહી શકે. વળી સાધારણ માણસના કલંકપર પુરતું લક્ષ અપાતું નથી, પરંતુ મોટાઇની સહજ ભુલ પણ મોટું સ્વરૂપ ધરે છે અને વખતે ખરાબી પણ તેટલીજ કરે છે. આ રાજયતંત્ર ચલાવતાં મારી પર એ અનીતીના પંથપર ચાલવાની ફરજ આવી પડી. આથી એ સત્ય જણાય છે કે, 'રાજય અંતે નર્ક' ખેર જેના પ્રેમથી મારૂં હૃદય આકર્ષાયું છે. તેના સર્વ પ્રેમી પાત્રો માટે મારે મારા આત્માને અંધકારનો ભોગ આપવો પડશે. આ વીચાર, વાંચતા વખત લાગી તેથી સોમા હીસા જેટલા વખતમાં તેના મસ્તકમાંથી પસાર થઈ ગયા. સમય સુચકતાં બુધ્ધિ બળથી કળાસુરી એકદમ ઉભી થઈ, અને તેના પીંજરા પાસે આવવા લાગી. આ વખતે ચકોર તેના સર્વ ભાવ સમજી ગયો. અને તે કાંઈપણ ભયંકર પ્રપંચ રચે છે, તેનો ભોગ ન થઇ પડવા માટે સાવચેતી રાખવા યત્ન કર્યો. કળાસુરી સભામાંના મધ્યભાગમાંથી વીજળીની ઝડપથી નીકળી ગઇ, જેથીસભા મંડળ આ તેની ઝડપથી આશ્ચર્ય પામ્યું. કળાસુરી ચકોર પાસે આવી

તેની બાજુમાં પીંજરાના ડંડાને પકડી ઉભી રહી, અને ધીમેથી બોલી કે, ચકોર! તારી આ કસુર માટે તારૂં માથું એકદમ ધડથી જુદું થઈ જશે! કારણ તે આ રાજ્ય કુટુંબની આબરૂ પર હાથ નાંખ્યો છે. જો આ કાગળ ખરોજ હોય તો તે અસલ કાગળ કયાં છે? તે બતાવ! અને એ માટે કાંઈ વધારે ન બોલતાં રાજ્ય કુટુંબની આબરૂ માટે રાજયસત્તા પોતાનો અમલ કરશે.

**ચકોર**—આ શું ન્યાય કરો છો? તમે તો ઘણાં પવીત્ર ન્યાયાધીશ છો આથી સીદ્ધ થાય છે?

**કુળાશુરી**—ચકોર! તું તારો દાવ સાધે છે, પરંતુ તું જાણે છે કે, તારે આ બાબત સાબીત કરવી પડશે, અને સાબીતીમાં કાંઈ પણ ખામી રહી તો તારો જીવ આ દુનીયા માટે નાલાયક ગણાશે.

**ચકોર**—તે સઘળું સાબીત કરવાની મારામાં શકિત છે.

**કુળાશુરી**—જો તારી પાંસે અસલ કાગળ હોય તો તે રજુ કર.

**ચકોર**--તમો એમ આકળા ન થાઓ, અને એ કાગળની બદલી માટે આપણે કાંઈ સમાધાનીપર આવ્યે.

**કુળાશુરી**—અને એ તારી માગણી કદાચ નાકબુલ કરૂં તો—

**ચકોર**—તો આ તમારી આખી કચેરી જાણશે કે અમો બીન ગુન્હેગાર છઈએ, અને તે છતાં અમોને કાંઈ નુકશાન

થશે તો તમારી જુલમી રાજયનીતી માટે આખી દુનીયા વખોડશે.

કળાશુરી—પરંતુ તારી પાંસેનો આ કાગળ સાચો છે તે પુરવાર કદાચ ન થયો તો.

ચકોર—તો મારા ગુન્હા માટે દેહાંત દંડ જેટલી શીક્ષાને તો હું લાયક થયો છું, તો પછી એથી વધારે મને શાનો ભય હોય.

કળાશુરી—આ તારા રાજાના બચાવ માટે, તેની તરફની બેવફાઇનો, તારી આ ચાલથી, તારા આ રાજાનો નાશ થશે, એનો કાંઇ વીચાર કર્યો છે ?

ચકોર—મારો રાજા પોતાના રાજયકુળના હીત ખાતર પોતાનો પ્રાણ ખુશીથી આપશે. તે બાબતમાં મેં એની સલાહ લીધેલીજ છે, જેથી એ તમારો પ્રપંચ ઉંધો વળ્યો.

કળાશુરી—તો પછી મારે એ આખારાજયને પાયમાલ કરવું પડશે. તેના વંશને નીર્મુળ કરવો પડશે, અને તારા દેશનું અને તારા માલીકનું સત્યાનાશ વાળનાર તુંજ કારણ રૂપ થઇશ.

ચકોર—મારો રાજા ક્ષત્રી છે, તે સામેની લડાઈમાં તમારાથી હારશે, ત્યારે તમારૂં ધાર્યું થશે. પરંતુ દરેક રાજય માટે એવો સમય તો ચાલુજ છે કે, કદાચ અનાયાસે કાંઇ લડાઈનો પ્રસંગ જાગે અને જો ઈશ્વર પ્રતીકુળ થઈ હાર આપે

તો પછી પસ્તાવાનું કાંઈ કારણુ રહેતું નથી. મારી ચાહે તેવી ભુલથી તેઓને કાંઈપણુ નુકશાન નથીજ થવાનું. કારણુ તેઓ અજીત કીલામાં સ્વતંત્રપણે રહેલા છે.

**કળાશુરી**—ઠીક છે. તું કોઈ પણુ વાતને દાદ નથી આપ તો એ ફક્ત તારી અકડાઈ છે, એ અભીમાનની મુર્ખાઇથી તુ સર્વ હીતેચ્છકનું સત્યાનાશ વાળીશ. માટે આ વીષે તારે વીચાર કરવાની જરૂર છે. તો તે માટે બે ઘડી સુધીની તને મુદત આપું છું.

**ચકોર**—વાહ! વાહ! આ તો ઉલટી મારીપર સત્તા ચલાવી. અરે! ન્યાયાધીશ સાહેબ! અત્યારે તો હું ગુન્હેગાર નહીં. પરંતુ તમો મારા હાથમાં ગુન્હેગાર તરીકે સપડાયા છો તો તે માટે તમારેજ વીચાર કરવાની જરૂર છે.

**કળાશુરી**—આ જવાબ સાંભળી ઉંડા વીચારમાં ઉતરતી જતી હતી. પરંતુ આમ થવાથી પોતાની નીર્બળતા ન જણાય એવા ખ્યાલથી તે પાછી ટટાર થઈ.

**ચકોર**—પણુ આ પ્રસંગ માટે કાંઇક વીચાર અનીયમત હોવાથી તે સભામાં ચારે બાજુ દ્રષ્ટી કરવા લાગ્યો, એટલામાં તેણે એક આસનપર શ્યામને બેઠેલો જોયો, જેથી તેને વીજળીની માફક કાંઈક અસર થઈ ગઇ, અને કાંઇક જુદાજ બળથી તે વગર વીચારે બોલી ઉઠયો કે, "આ કચેરીમાં બેઠેલા તમો સવ ભરવાડના બકરા સમાન છે, કોઇ ન્યાયવંતને ઓળખી મદદ કરનાર છે?"

આ સાંભળી શ્યામ ઉભો થયો, અને પોતાની દ્રષ્ટીને સ્થીર કરતો બોલ્યો કે, ‘ અલ્યા જાસુસ ! તું આખી કચેરીનું અપમાન કરતા પણ ડરતો નથી ? શું ! તારા મહોત પછી પણ તારા નામને રગદોળવું છે. ’

**ચકોર**—લ્યો ! આ તો ન્યાયના પહેલા નંબરના પુતળા નીકળી આવ્યા ! શાબાશ ભાઈ ! તમારી આટલી પણ હીમતને ! કારણ કોઇ સભાસદ આ ગુજરતાં અન્યાય માટે તો એક બાજુ રહ્યું, પરંતુ ચું કે ચાં ન કરે તે કરતાં, તમો કાંઇક તો બોલ્યા. હવે કહો જોઈએ કે તમોએ મારા છેલા બચાવના પુરાવા તરીકે રજુ કરેલા કાગળે જે રૂપ લીધું છે તે બાબત મારીપર અન્યાય નથી ગુજર તો ? અને જયારે કોઈ ન્યાય માટે માગણી કરે તે વીદ્વાન વર્ગ જાણુતા સમજતા છતાં આંખ આડા કરે એ સર્વ ભરવાડના બોકળા નહીં તો શું ! એમાં મેં કાંઇ પણ જો ગેર વ્યાજબી કહયું હોય તો આપ ખુલાસો આપશો. જો મારી કસુર હશે તો એ માટે સર્વની હું માફી માગીશ.

**શ્યામ**—એ કાગળમાં શું છે, તે અમો જાણુતા નથી. તો એ માટે અમારો વીચાર શી રીતે દરશાવી શકયે. ત્યારે એ અમારા અજાણુપણાને માટે તું હલકા શબ્દ બોલી અમોને અન્યાય આપે છે કે નહી ?

**ચકોર**—તમો કાગળની હકીકતથી અજાણ છો એ તમારા આ ન્યાય મંદીરનેજ કલંકીત કરનારૂં કરતવ્ય છે. ન્યાય કયારે કહેવાય કે સર્વ હકીકત તદન ખુલા સ્વરૂપમાં પુરાવા તરીકે રજુ

થાય અને તેના ખરાપણા માટે સર્વ મતે સીધ્ધ થાય. પણ આતો જે કાગળ અમારા બચાવનું એકજ હથીયાર જે પહેલું અને છેલું રજુ કરતાજ તેના ગેરઉપયોગ માટે બાળખેલ જેવી રમત ચાલી. અને એવું ન્યાય વીરૂદ્ધ આચરણ જોતાં છતાં તમો વીદ્વાન મંડળ બગધ્યાન થયા એ માટે શું તમો જવાબદાર નથી ?

**શ્યામ**—બેશક ! એ તારી દલીલ વાજબી છે. પરંતુ તારા કાગળના વંચાણ પછી ન્યાયનું કામ આગળ ચાલ્યું નથી, જેથી એ કામ આગળ ન ચાલે ત્યાં સુધી અમારો વચ્ચે બોલવાનો હક નથી. અને એમ કરનારના શું હવાલ થાય એ તું જાણે છે,

**ચકોર**—આપને ધ્યાન આપવાની જરૂર છે કે એ કાગળનાં વંચાણ પછી મને ખાનગી રીતે ધમકી શા માટે આપી છે.

**શ્યામ**—ખાનગી બાબતમાં અમો હાથ નાખી શકીયે નહી.

**ચકોર**—પણ આતો ન્યાયનો દરબાર છે તેમ ન્યાયનો કટાકટીનો પ્રસંગ ચાલુ છે તેવે વખતે ન્યાયાધીશે આવી ખાનગી વર્તણુક ચલાવવી એ યોગ્ય છે ?

**શ્યામ**—આ રાજય સંબંધી તો ગુનહાની તપાસ છે, નહીં કે પ્રજા સંબંધી. તો ગુનહેગાર અને ફરીયાદી બન્ને પક્ષના હીત સંભાળવા માટે પુરતી સંભાળ રાખવાની ન્યાયાધીશની ફરજ છે. આ પ્રસંગ કોઇને ખાનગી આબરૂને વધારે નુકશાન કરતા

હોય તો તે બાબત માંડવાળ કરવાની સલાહ આપવા ન્યાયાધીશ મુખત્યાર છે.

**ચકોર**—પણ અંતે તો ન્યાય થવોજ જોઇએ. અને હું તમો સર્વ પાંસે નયાય માગું છું, મારે તો ફકત મારા હીતની જરૂર છે, કારણ આ બાબતમાં મારો અને મારા પ્રાણથી વીશેષ આ મારા રાજાનો પ્રાણ જોખમમાં છે, તો તે બચાવવા માટે મારે સાચી હકીકત ખુલી રજુ કરવી જોઇએ, જે હકીકત આ કાગળમાં છે, એ કાગળ અમોને બીન ગુનહેગાર ઠરાવવા સમર્થ છે, તો પછી અમારી સાથે ન્યાય વીરૂધ્ધ પગલાં શા માટે ભરાવા જોઇએ.

**શ્યામ**—બેશક ! જો કે તારા હીત માટે તું સાચો છે, પરંતુ એ કાગળથી કદાચ રાજયને તમારા બંનેનાં જીવની કીંમત કરતા વધારે નુકશાન થતું હોય તો તે માટે સંભાળ રાખવાની ન્યાયાધીશને ઘણી જરૂર છે.

**ચકોર**--એ તો ન્યાયને નામે ચોખો જુલમજ કહેવાય ? અમને અમારો પ્રાણ આખી દુનીયાને ભોગે કીંમતી છે. અને તે બચાવવા અમો ફકત ન્યાયનોજ આસરો માગીયે છઈએ. તો તેની વચે તમારા રાજયની ખાનગી સત્તાને પોતાનો વગ ચલાવવાનો શું હક છે ?

**શ્યામ**—જો કે સીધી રીતે જોતાં એ તારા કાગળની હકીકત ખુલી કરવાથીજ ન્યાય કરી શકાય, પરંતુ આડકતરી

રીતે ન્યાયને ટકાવનાર રાજયદંડનું રક્ષણ કરવા કોઈ પણ ભોગ ન્યાય આપે તો તે તેની વાજબી કૃતી ગણાય.

**ચકોર**—ત્યારે અમોને નયાય મળે છે એમ કેમ કહી શકાય, એ ખુલા શબ્દોમાં કહોતો જુલમ અને જાલીમ સત્તાનોજ આંધળો અમલ કહેવાશે.

**શ્યામ**—કેમ મારા વીદ્વાન બંધુઓ ! આ માટે તમારી શું સલાહ છે.

**૧ સભાસદ સુમતા વીદયાસાગર**—આ ઘણો ગંભીર સવાલ છે અને તે માટે કોઇ રસ્તો શોધી કાઢવો જોઈએ.

**મદનચંદ્ર**—એને માટે વધારે વખતની જરૂર છે.

**ચકોર**—બીલકુલ નહી, એથી તો રાજયપ્રપંચ અમોને રહેંસી નાખશે.

**કુળાશુરી**—એ બાબતની આ સભાને હું જામીનગીરી આપું છું.

**શ્યામ**—એ પણ ઠીકજ છે.

**ચકોર**—પણ એ મારે માન્ય નથી.

**શ્યામ**—સર્વ મતે શોધેલો એ રસ્તો તારે માન્ય કરવોજ પડશે.

**ચકોર**—તે કરતાં વગર ન્યાયે અમોને દેહાંત દંડનો હુકમ કરો કે અમારા બંને ન બગડે.

**કળાસુરી**—જાસુસ ! તું ધીરજ રાખ, બનતા સુધી હું તારૂં હીત કરીશ.

**ચકોર**—એ તમારા મીઠા શબ્દોમાં લપેટાયેલું ઝેર હું બરાબર જોઈ શકું છું.

**કળાસુરી**—જયારે તું અમારીપર વીશ્વાસ નથી રાખતો તો મારે ખુલું કહેવું જોઈએ કે રાજયના કેટલાક હીતને ખાતર મારે જબરદસ્તીથી તારીપર સત્તાનો અમલ કરવો પડશે.

**ચકોર**—તે પહેલાં તો ચકોર આગળ બોલવા જાય છે એટલામાં કળાસુરીએ તેની સામે તીવૃ દ્રશ્ટ કરી કે ચકોર પથ્થરના પુતળા સમાન સ્થીર થઈ ગયો કે તરત કળાસુરી એ તેને ત્યાંથી લઈ જવાનો હુકમ આપ્યો, કે કેટલાક સૈનીક તેને ઘેરીને ચાલ્યા. તેઓ ગયા પછી, કળાસુરી કાંઇક શાંત જણાઈ, અને તેના મુખમાંથી એક જબરો શ્વાસ નીકળ્યો, તે સાથે તે પોતાના આસન તરફ ચાલી નીકળી. તે પોતાનાં આસનપર સ્થીર થયા પછી, અલકને પાંસે બોલાવી, અને પેલો કાગળ તેને વાંચવા આપ્યો. આ કાગળની એકજ લીંટી વાંચતા અલકે ચીસ પાડી જેથી આખી કચેરી આશ્ચર્યમાં ડુબી ગઈ.



## પ્રકરણ ૭ મું.

# ચકોરની કેદખાનામાં તપાસ.

મહીલા નગરીના રાજયકેદી રાખવાના પેલા કેદખાનાના જે ઓરડામાંથી ચકોરે પોતાના રાજાને મદદ આપી હતી તેજ ઓરડામાં તેને કેદ કર્યો હતો.

ત્યાં તે અંદર શું ગોઠવણ કરે છે તે જાણવા કળાસુરી એક ત્રાંસ બાકોરામાંથી જોઈ રહી છે.

લાંબો વખત સુધી એ પ્રમાણે કળાસુરી જોતી રહી પણ ચકોરની કાંઇપણ વર્તણુક જણાઇ નહીં, તે તો નીરાશ થઇને પડયો છે, અને એકદમ ઉંડા વીચારમાં ડુબેલો હોય તેમ આંખો સ્થીર કરી રહયો છે.

કળાસુરી તે ઓરડાનો દરવાજો ખોલી, અંદર દાખલ થઈ, પરંતુ ચકોરને કાંઇ ખ્યાલ ન રહયો.

કળાસુરી તેની સામે જઇને ઉભી રહી, તોપણ ચકોર ન ચેતી શકયો, તેથી જણાયું કે હવે તેણે સર્વ આશા તજી દીધી છે, અને ફકત મહોત માટેના ગંભીર વીચાર ચલાવે છે. કળાસુરીએ બુમ મારી કે, 'જાસુસ.'

ચકોર ચમકી ઉઠયો, કળાસુરીને જોઈ તે બોલી ઉઠયો. ‘ તમો શી આશાએ મારી પાસે આવ્યા છો.’

**કળાશુરી**—ચતુર જાસુસ, તું ખરેખર ચતુર છે. તારી ચાલાકી જોઇ, હું ઘણી ખુશી થઈ છુ, તો તારા હીતને ખાતર હું આવી છઉં.

**ચકોર**—તમારી મહેરબાનીને હુ પાત્ર નથી, માટે મારા હીતનો વીચાર છોડી બીજો કાંઇ હુકમ હોય તો કહો.

**કળાસુરી**—તેં જે હઠ લીધો છે, તેથી ચોકસ તારૂં બુરૂં થશે. તો તારા ભલાને ખાતર એકજ વખત હવે કહુ છુ કે એ અસલ કાગળ મને આપી દે તો તારો છુટકો કરી દઉં.

**ચકોર**—મારી આખી જીંદગીનું અને મારા આખા કુટુંબનું પોષણ ફકત આ જાસુસના કામથી થયુ છે, તો એ મારા પાલક ઈષ્ટ ધંદાને ધીકાર પાત્ર શી રીતે બનાવી શકું. હા જો તમે મારા રાજાને મુકત કરતા હોય તો મારા પ્રાણ સાથે જે તમારી ઇચ્છા હોય તે કબુલ કરૂં.

**કળાસુરી**—એ તો કદી નહીં બની શકે.

**ચકોર**—તો આપણુ કદી નહીં બની શકે, અને એ માટે હવે તમારૂં માન ગુમાવવા એક અક્ષર પણ મને કહેવો નહીં.

**કળાસુરી**—ચકોર, શું તું એમ જાણે છે કે, તું તારા રાજાનું ભલું કરે છે, જો એમ માનતો હોય તો તું ભુલમાં ભટકે છે. મુર્ખના સરદાર, આ તારા કાર્યથી તારા રાજાનો અને

લડાઈની ખરાબી વીના. આ બાબતનો જલદીથી અંત આવી જાત. રાજ્યનો નાશ થશે, અને ખરેખર તેના કારણરૂપ આ તારી ભુલ ભરેલી વર્તણુક છે.

**ચકોર**—જે થવાનું હશે તે થશેજ, પણ મારાથી મારા રાજાના હુકમ વીરૂદ્ધ પગલું નહીં ભરાય. વળી જે કાગળ માટે તમો મારી પાંસેથી મેળવવા ઈચ્છા રાખો છો, તે કાગળ અહીં સાથે લઈને આવું એટલો બધો હું મુર્ખ નથી. તેમ, તે તેમ કરવા આપે એવો અનલરાય પણ મુર્ખ નથી. તો કળાસુરી જે માટે તમે મથો છો, તે તો——ના કીલાના કાળા પથરના રક્ષણમાંજ છે, અને તે મેળવવાની આશામાં તમારે ઘણો ભોગ આપવો પડશે. વળી મને તમારી બુદ્ધિપર આથી હસવું આવે છે કે, તમોએ એ કીંમતી વસ્તુ મારા તાબામાં છે,એમ માની લીધું.

**કળાશુરી**—તારી ચતુરાઈની હદ છે. તું નથી જાણતો કે, કળાસુરીની કેટલી સત્તા છે. મુર્ખ તે તો હું પ્રથમથીજ જાણું છું, પરંતુ નાહક લોહી ન રેડાય તે માટેજ તને વીનવું છું. નહીં તો મારી એકજ દૃષ્ટી તને તો તાબે કરવા સમર્થ છે. તેનો તને અનુભવ થયો, તોપણ તું ન સમજ્યો.

**ચકોર**—જ્યારે તમોને ખબર છે કે, એ વસ્તુ મારી પાંસે તો નથી, ત્યારે અનલરાય એ સહેલાઈથી મારીપર વીશ્વાસ રાખી મોકલી આપશે એ કદી પણ બનવા જોગ છે.

**કળાસુરી**—અલબત ! રાજ્યપ્રપંચ બુદ્ધિ શું ન કરે ! તારા પ્રાણ બચાવવાની જો તને ઇચ્છા થઈ હોત તો, ચોકસ

**ચકોર**—મારાથી મારા સ્વામીનો વીશ્વાસઘાત થાય એમ માનતાં પહેલાં તમોએ મારી કાંઇ પરીક્ષા ન કરી.

**કળાસુરી**—જેમ બને તેમ નાશ ઓછો થાય, એવા હેતુથી મેં આ ફક્ત અજમાયેશ કરી હતી.

**ચકોર**—ત્યારે તો હવે એ તમારો હેતુ નાશ પામ્યો. તેથી મારે માટે હવે શું હુકમ છે તે કહો.

**કળાસુરી**—તારે માટે આ જગ્યા કાયમ રહેશે. અહીં આનંદથી જીંદગી ગુજાર એટલે બસ.

**ચકોર**—એથી વીશેષ કાંઇ.

**કળાશુરી**—બસ એટલુંજ.

એમ કહેતાં તે ચાલી નીકળી, અને કેદખાનાનું બારણુ બંધ થવાનો અવાજ સંભળાયો.



## પ્રકરણ ૮ મુ.

# જેવી ભાવના તેવું ફળ.

અગાસીપર આકાશના તારાઓ નીરખતી ચારે બાજુ ચકળ વકળ થતી દ્રષ્ટી ફેંકતી અલકમંજરી ઉભી છે. તે અત્યારે અંધકારમાં ઉભેલી છે. તેમજ તેના આનંદરૂપી સ્થાનપર પણ રાત્રીનો અમલ ચાલે છે.

બાળબુધ્ધિથી કરેલી ભુલ બાબત તે તદ્દન વીચાર શુન્ય બની ગઈ. ઉદાસી અને નીશ્વાસનો જ્યાં વાસ થાય તે દેહસ્થાન સુંદર છતાં પણ ભયંકર લાગે છે. આ ભયંકરતા હૃદયપર તેમજ દેહપર પણ છવાઇ ગઈ છે.

આ અલકમંજરી હસતા મુખની, અલૌકીક પ્રેમની પુતળી રૂપ આનંદી અલકમંજરી નથી, પરંતુ આ તો કોઈ પ્રેતની છાયામાં આવેલી ગંભીર મુખ મુદ્રાવાળી ઉદાસી મંજરી છે.

ન્યાય મંદીરમાં પડેલી ચીસ પછી તે મુખથી કાંઈ બોલીજ નથી, પરંતુ હૃદય વ્યાધીનું બહાનું કરી તે આ એકાંત સ્થલમાં આવી ઉભી છે. તેને વધારે દુખદાયક વીચાર તો એજ વીચાર હતો કે, એ કાગળમાં શું લખ્યું છે, એમ પુછતાં સરધરને શું જવાબ આપવો. એ વીચારે તેને વધારે ને વધારે ગંભીર અને

ભયાનક બનાવી મુકી. તેને આ બાબતનો કાંઇ પણ જવાબ સુઝયો નહીં તેથી પોતાના આગલા કૃત્ય રૂપ ભુલને હજારો શ્રાપ દેવા લાગી, પોતે પોતાનેજ ધીકારવા લાગી, અને તેને પોતાનોજ પ્રાણ અકારો થઈ પડયો તેનું મન તેને ગમતું નહોતું, અને ટુંકમાં કહીયે તો તે પોતે પોતાનેજ અણગમારૂપ થઈ પડી.

દુનીયા પરનો કાંઈ પણ આનંદી દેખાવ અત્યારે અંધકારમાં ડુબી જવાથી, જેમ આખા બ્રહ્માંડમાં ફકત અંધકારજ વ્યાપી રહયો હોય, તેમ અલકમંજરીના આત્માની પણ એજ ગતી થઇ. દુનીયાના નાશના વખત જેવો પ્રલય, અને એ પ્રલયમાં સઘળી કલ્પના (વીચારશકિત) પણ ડુબી ગઇ હોય જેથી જે કાંઈ છે હતું તે નહોતાં જેવુંજ થયું. આ સ્થીતીમાં અલક કલાકોના કલાક સુધી રહી, છતાં તેને કોઇ પણ કલ્પના ન સુઝવાથી તે એક પથ્થરના પુતળાની માફક બની ગઈ.

આ અગાધ પ્રલયરૂપ એક જાતની નીદ્રાજ અલક અનુભવતી હતી, અને તે નીદ્રામાંથી જાગૃત થવાનું જો કાંઇ પણ કારણ ઉત્પન્ન ન થાય તો તે આવી સ્થીતીમાં કેટલો વખત ગુજારત તો પછી તેની અટકળ કેમ અટકળી શકાય? જેમ જેમ વખત વધારે વીતતો જતો હતો, તેમ તેમ અલકને એ ગાઢ નીદ્રારૂપ સ્થીતી વધારે ને વધારે ઘેરતી જતી હતી, અને તેથી હદ છેક (મુર્છા) બેભાન અવસ્થા સુધી લંબાત પરંતુ એટલામાં એક ચમત્કાર થયો.

તેના હ્રદયમાં કાંઈ ચમકારો થયો, અને એ ચમકારાથી તેનો આત્મા કાંઈક ગતી કરવા લાગ્યો. એ ગતીને અનુસારે તેની દ્રષ્ટી સમીપ આકાશમાં સ્થીર રહેલ કોઇ વ્યકતી દેખાઈ. આ વ્યકતીને જોતાં અલક પાછી ભાનમાં આવવા લાગી, અને એ વ્યકતી કોણ છે? એ જાણવા માટે તેની વીચાર શક્તિની યાદ દાસ્તનું યંત્ર ફરીથી ગતીમાન થઈ ચાલવા લાગ્યું.

જે સ્થીતીમાં માણસ લાંબો વખત સુધી રહે છે તે સ્થીતીની છાપ હ્રદય પર એટલી બધી ઉંડી ઉતરી જાય છે કે તેથી વીરૂધ બીજી ચાહે તેવી બળવાન ગતી પણ તેની પર તુરત અસર કરી શકિત નથી.

દાખલાતરીકે જેમ ગાઢ અંધારામાં આપણે લાંબો વખત રહી બહાર સુર્યના પ્રકાશમાં આવ્યે તો આપણી આંખો અંધકાર રૂપ ઝાંઝથી ઘેરાઇ થોડો વખત નકામી થઇ પડે છે, તેમ પ્રકાશમાંથી અંધારામાં જતાં પણ એવીજ ગતી થાય છે, અને ઘણો વખત અંધકારનો સંગમ પછીજ તે અંધકાર ભેદવાની શકિત આવે છે. તે પ્રમાણેજ અત્યારે અલકનીપર અસર થઈ.

અલકે તે વ્યકતીને ઓળખવાનો તીવ્ર પ્રયત્ન કર્યો, અને તેથી તેનો આત્મા ચગડોળે ચડી ગયો, પણ અંતે માણસની કોઈ પણ ગતી સંગતની અસર ગ્રહણ કરે છે. અલકમંજરી ઘડીભર મુંઝાઈ ગભરાઇ, પરંતુ વૃતીના નીયમથી તે સહજ પણ વધારે આગળ ન વધી શકી.

અંતે તેના રૂહૃદયપરનો અંધકાર દુર થયો. અને એ વ્યકતીની ઓળખાણુની ઝાંખ છાપ પડવા લાગી.

સહજ દ્રષ્ટી સ્થીર થતાંજ તે વ્યકતીને ઓળખવાથી અલેક બુમ પાડી ઉઠી 'કોણ માતા' 'મા, મા' એ શબ્દ બોલતી આંખમાંથી ચોધાર આંસુ પાડીતી ગાંડીની માફક દોડવા લાગી. તે એટલી ઝડપથી દોડીકે અગાસીના વંડા સાથ અથડાઈ તેથી જયારે તેના શરીરને સખત ઇજા થઈ ત્યારેજ તેની શુદ્ધ ઠેકાણે આવી.

પરંતુ એ વ્યકતીની પાસે પહોંચી તેને બાથ ભીડવાના અશકય પ્રયત્નો કરવા લાગી, પણ દુઃખની વખતે મહા સમર્થ પુરૂષને પણ માની યાદદાસ્ત ઉછળે છે ત્યારે અબળ અને મુગ્ધ બાળાનું તો એજ હૃદયના શ્વાસનું વીશ્રામ સ્થાન છે, તો કેમ ન ઉછળે, અને તેથી આ સમયે અલકની સ્થીતી આટલી બે ભાન થઈ જાય તેમાં કાંઈ વીશેષ નથી. અલકની આંધળી દોડથી તે વ્યકતીને દયા આવી અને તે ધીમે ધીમે પાંસે આવી લાગી અને બોલી કે, 'અલક શાંતથા! મારી સ્થીતી એવી છે કે અત્યારે તને બાથમાં લઈ શાંતી આપી શકિત નથી.'

**અલક**—માતા! જો એકજવાર તું મને બાથમાં ઘાલતે મારી વીપતીનો પોણો ભાગ ઓછો થાય. શું તે પણ મારી પરનો પ્રેમ તજી દીધો? હાય! હાય! હવે મારૂં કોણ?

**મહીલાનો આત્મા**—અલક! અલક! ગાંડી નથા. હવે શું તું બાળક છે? જરા જ્ઞાન દ્રષ્ટિથી જો અને વીચારને લગામમાં

રાખ કે શાંતી આપોઆપ આવી મળશે. આમ બાળખ્યાલ ક્યાં સુધી નીભશે ! હજુ તો તારે આ અગાધ ભયંકર ઉપાધી રૂપ ખડકો વાળો સંસાર સાગર પાર કરવો છે તો આમ તું શો રીતે આગળ વધી શકીશ. તું જાણે છે કે એ સાગર કોઇ પણ જોખમે તારે પાર કરવોજ પડશે તો તેથી હારી જવાથી શું તું બચી જઈશ ? મહીલાની પેટમાં લોટેલી દેહ આવી નીર્માલય હશે એમ હું નહોતી જાણતી ? આથી તું મારી શકિતને અને મારા નામને લજાવે છે. તારામાં હીમત અને શોર્યનો પ્રકાશ કેટલો જોઈએ તે ઠેકાણે તદ્દન અંધકાર ? ખરેખર તું મારી પુત્રીના નામને અયોગ્ય છે.

**અલક**—માતા ! માતા ! આવા ભયંકર સમયે તું પણ ઉલટી થઈ ! અરે આ ગોઝારો સંસાર આવો નીર્દય અને અસંબંધ છે એ મેં આજેજ જાણ્યું. માતાનો વાત્સલ્ય પ્રેમ જે દુનીયાની હદની પેલી પાર સુધી કહેવાય છે તે પણ જુઠો. ત્યારે આ દુનીયામાં સાચું શું. આપણું કોણ ? કોઇજ નહીં, ત્યારે પછી આ દુનીયા શા માટે જોઇએ.

**આત્મા**—તું ખરેખર ગાંડી થઇ ગઇ છે. છોકરી ! તારા આત્માપર કાંઇક તો અમલ ચલાવ, જરા બુધ્ધિને ઠેકાણે રાખવા કાંઈક તો પ્રયત્ન કર ! આમ નીર્માલ્યની માફક શું બડબડે છે ! વળી જો, તું વીચાર કર ! કાંઈક રૂહદય ચક્ષુ ખોલ ! અને ખયાલ કરકે મરી ગયા પછી જે આત્માને આ દુનીયા સાથે કાંઈ સંબંધ નથી તેવો પવીત્ર આત્મા હજુ પણ તારીપરની પ્રેમની વાસનાં

માં ઘેરાઈ કોઈ ચોનીનું દુઃખ ભોગવે છે. તે શા માટે, ફૂકત તારા પરના પ્રેમ માટે, મારી શાંતીનો ક્ષય કરી મારી નીર્મળ વાસનાને ભ્રષ્ટ કરવા રૂપ તારી સામે આવવાની મેં ભયંકર ઉપાધી વહોરી છે તે શા માટે ફકત તારીપરના મારા પ્રેમને માટે.

તું મને શું મુકિત અપાવી શકીશ કે તું મારા આત્માનું બીજું શું હીત કરી શકીશ કે, મારે તારી તરફ ખેંચાઇ મારી ઉત્તમ સ્થીતીનો આ હું ભોગ આપું છું, એ સર્વ તારા પ્રેમ માટેજ તો બચા કાંઇક વીચાર કર ! શાંતથા ! જોહું અનેક ઉપાધી રૂપ જોખમ સહુન કરી તારી પાંસે આવી છું, તે મારા અમુલ્ય ભોગનો કાંઈક ઉપયોગ કર, મારી એક પલ કેટલી કીંમતી છે, અને દરેક પળે હું કેટલાક ભયંકર ભોગ આપું છું તે જો, તને કાઇ પણ ખયાલ હોત તો માતાનો પ્રેમ કેવો છે એનું માપ સમજી શકત.

**અલક**—માતા હું સમજી, બરાબર સમજી કે, તારો પ્રેમ અગાધ છે તો એ પ્રેમ અચળ રહે એવી મને ઉત્કંઠા છે. જો કે મારી પરના પ્રેમથી તારૂં સર્વસ્વ બગડે છે પરંતુ બાળક તો પોતાના સ્વારથનેજ જુએ છે.

**આત્મા**—બાળકની ઉપર પણ એક ફરજ છે સુપુત્ર અને કુપુત્ર એવા બે પ્રકાર બાળકના છે. જો કે વાતસલ્ય પ્રેમનું ઝરણ તો બાળકપર સમાન વહન કરે છે પરંતુ કુપુત્રની કેટલીક દુષ્ટતાની અસરથી એ પ્રેમ શુષ્ક સ્વાદ વીનાનો થઇ જાય છે.

ત્યારે સુપુત્રની ઉતમતા એ પ્રેમના સ્વાદને અમૃત જેવો મીસ્ટ બનાવે છે.

સર્વં કોઇ સુપુત્રની આશા રાખે છે અને એ આશાનો ભંગ થવાથી માવીત્રોની નીરાશી એવા બાળકોને શ્રાપ રૂપ થઇ પડે છે. પ્રેમ જેવી હીતેચ્છક દીવ્ય વસ્તુ દુશ્મનનું કામ કરે છે. કારણ ચાહે તેવી પ્રેમની લાગણી છતાં તેના પ્રેમને ઉલટુ રૂપ આપનાર દુઃખદ સમય લાવનારનું અહીત કરવાની ઇચ્છા પ્રેમથી પરાણે દબાય છે, તેથી નીરાશા અને દુઃખદ સમય પરાણે સહન કરવો પડે છે, અને એ સહનશીલતાથી ફકત અંતઃકરણમાંથી નીશ્વાસ નીકળે છે, એ નીશ્વાસનું સ્વરૂપ મહા ભયંકર દશા લાવનારૂં છે, તે બાબત મહાત્મા શ્રી તુલસીદાસે કહયું છે કે,

તુલસી ગરીબ ન સતાવીયે, બુરી ગરીબકી હાય;
મુઆ ઢોરકા ચામસે, લુહા ભસ્મ હોજાય;

તો જેમ ગરીબ અશકત હોવાથી પોતાને દુઃખ દેનારપર નીશ્વાસ નાખ્યા સીવાય બીજું કાંઈ વધારે કરી શકતો નથી. તો માવીત્ર પણ પ્રેમની સત્તાને તાબે હોવાથી બાળકોપરની વેરની લાગણી દર્શાવવા અશકત છે અને તેથી એ કાર્ય માટે તે ગરીબ બલકે તદન લાચાર છે તો જેમ ગરીબને સત્તાવવાથી તે નીરઉપાયે નીશ્વાસ ફેંકે છે, તેમ માવીત્રોનું હૃદય પણ પરાણે એ શ્રાપ રૂપ નીશ્વાસ ને વહન કરે છે. નીશ્વાસ એવી ભયંકર વસ્તુ છે કે મરી ગયેલા ઢોરના ચામડાથી બનાવેલી ધમણમાંથી જે ફુંક નીકળે છે તેથી જેમ લોખંડ પણ ગળીને પાણી જેવું

નરમ થઈ જાય છે, ત્યારે જીવતા જાગતા લાગણીવાળા આત્મા દુઃખની અસરથી લાચાર થઈ દેહ રૂપી ધમણમાંથી જે પવન કાઢે છે તેથી સામેના માણુસની કેવી ભયંકર દશા થાય તેની બાબતની અટકળ કરવી પણ મુશકેલ છે.

તો બહેન દીકરી! તારે આ ઉપરની સઘળી શીખામણ યાદ રાખી તે પ્રમાણે વરતવું, નહીંતર મારો અગર કોઈનો પ્રેમ ઉલટું તારૂં સત્યાનાશ વાલશે. એ ભયંકર યાદથી મને તારી વધારે દયા આવે છે.

**અલક**—માતા! આ તારો અકેક ઉપદેશ ખરેખર સંસાર સાગર પાર પાડવા વહાણુ રૂપ છે, તો એવા તારી કૃપા રૂપ પ્રસાદીથી અર્પણ થયેલા અનેક વહાણો સાથે આ સંસાર સાગર પાર ઉતરવો ઘણોજ સહેલ થઇ પડશે. વળી આ વખતો વખતની તારી કૃપા ખરેખર વાત્સલ્ય પ્રેમની સબળ સત્તાનો ભંડાર કેટલો મહાન છે તેનો કાંઇક ખયાલ આપે છે માતા! માતા!—આ આખી દુનીયા માતા—એ શબ્દના રૂણમાંથી મુકત થવા કયા પ્રકારનું પુન્ય ઉપયોગી થાય એની કાંઇ હદ સમજાતી નથી. શું માતાના પ્રેમ રૂપી રૂણમાંથી મુકત થવા આત્માને અનેક જન્મો ધારણ કરી, એ બદલો વાળી આપવા માટે, મુકતી માટે કેટલા વખત સુધી દુર રહેવું પડતું હશે. અને એ પ્રમાણે દરેક જન્મે માતાનું રૂણ તો એટલાજ પ્રમાણમાં ચડયે જાય ત્યારે એથી મુકત થવાનો કોઇ નીયમ હશે કે કેમ? વળી આ માટે કોઇને શંકા થાય કે

માતા તેની ફકત ફરજ બજાવે છે અને વાત્સલય પ્રેમ માટે જે કાંઇ કરે છે તે તેની ફરજ છે. પરંતુ ન્યાય એ શીરીતે કબુલ કરે. ન્યાયના કાંટામાં તો માતા અગર પુત્ર સગા સંબંધી મીત્ર અને શત્રુ અને ધર્મ ગુરૂ કે શીષ્ય સર્વેને એક બીજા સાથેના વ્યવહારી કર્મોના પ્રમાણમાં રૂણ વાળી આપવાની જરૂર છે. અને દુનીયાના નીયમનું ચક્ર લેવું તેટલુંજ દેવુ, કરવું તેટલુંજ ભોગવવું, અને તરવું તેટલુજ ડુબવું, એ ચોકસ ધરીપર ફર્યા કરે છે. તો પછી માતાના રૂણ માટે આત્માને શું ભટકયાજ કરવું ? અને તેથી મોક્ષની આશા તદન તજી દેવીજ પડે છે કે શું ? એ બાબતની મને ચીંતાતુર લાગણી ઉત્પન્ન થઈ છે તો એ ભયંકર વાસના એ તારા સીવાય કોણ નાશ કરશે ? માતા ! તારા પ્રેમનું અનુકરણ મને ચોકસ સલાહ અને મદદ આપી બચા વશેજ, એવો પૂર્ણ વીશ્વાસ ઊત્પન્ન થવાથી મારી આ દુની યાની ઉપાધીની ચીંતા તદન નાશ પામી છે. મારો તારાપરની શ્રધા ચોકસ ફલીભુત છે તો ઉપરના તારા પ્રત્યેના રૂણ બાબતની અનેક જન્મોની ઉપાધી રૂપ વાસનાથી મારા આત્માને મુકત કરવા કાંઈ રસતો બતાવીશ ?

**મહીલાનો આત્મા**—સુપુત્રી ! સુજ્ઞ બાળ ! હુ આજ દીવસ સુધી નહોતી જાણુતી કે, તારામાં આટલી બધી જ્ઞાનની સત્તા જામી ગઈ છે. હું તો તને હજુ પારણામાં હીંચકતી બાળકીજ જાણુતી હતી, પરંતુ તેં આજે એ મારા પ્રેમાંધપણાને દુર કર્યું છે. ખરેખર તું મારા આત્માને સંતુષ્ટ કરીશ ! અને એથી મારા મુકિતના રસ્તાપર ચડવા માટે કાંઇક પણ મદદ

કરીશ, એવી મને ખાત્રી થાય છે. તારા જેવી સ્વભાવવાળી કે, જેનામાં પુણ જ્ઞાનબળ છતાં, નીરઅભીમાને સર્વની સદ શીક્ષા ગ્રહણ કરવી, અને સાધારણ ગુણવાળી વસ્તુમાંથી પણ ગુણ ગ્રહણ કરી, સૌથી શ્રેષ્ઠ ભંડારની અધીપતી છતાં સર્વથી બાલ્ય નમૃતાઈ ધારણ કરી રાખવી, એ અગાધ વૃત માટે હું તને કેટલો ધન્યવાદ આપું. અને જો સાચે સાચું કહું તો, મે મારી જીંદગી અભીમાની વૃતીમાંજ ગાળી છે, અને આ તારી અથાગ બળવાળી શકિતના હજારમાં બલકે લાખમાં હીસા જેટલી નમૃતા ધારણ કરી શકી નથી. અને તેથી એ મદના પાપનું ફળ રૂપ વાસના ભોગવતો આ આત્મા ખરેખર દુઃખીજ છે, પરંતુ આજથી મને એક જાતની નવી દીક્ષા મળી, અને તે દીક્ષા દરશાવ નાર ગુરૂ રૂપ, મારી પ્રેમરૂપ આંખોની કીકી સમાન વહાલી પુત્રીતુંજ છે. એ ખ્યાલથી મારો મુકિતનો માર્ગ તદન ખુલો થઈ ગયો છે. તેં આજ મને ભયંકર ઉંઘમાંથી જાગૃત કરી છે. અહા ! હું તો તને તદન અજ્ઞાન અને બાળકજ જાણુતી હતી, તેમ તારા વર્તને પણ કોઈપણ વખતે સાચું સમજવવા મેં અમલ ન કર્યો. કેવો આનંદી યોગ ! કેવી શાંતીદાયક ઘડી ! ખરેખર આજ આ તારાપરની વીપતી માટેની તારી દુઃખદ સ્થીતી માટે તો પારસ સમાન નીવડી.

**અલક**—માતા ! વળી આ બાળકની મશ્કરી કરવી કયારે શીખ્યા ! શું તમારા દેવલોકમાં બાળક પણ મશ્કરી માટે યોગ્ય ગણાય છે ? તો તેઓની ઉત્તમતા માટે મારા મનમાં કાંઈક શંકા ઉત્પન્ન થાય છે.

**આત્મા**—અલક! બહેન આ હાલની મારી સ્થીતી, આ મારો સુષુપ્તી દેહ, સંસારી ખટપટ અને આનંદી વાર્તા કરવા માટે અયોગ્ય છે. તો જે હુ કહું છું તેનો સીધે રસ્તેજ અને મારી ઉત્તમ વાસનાઓને મદદ કરનાર ઉત્તર આપ, કે જેથી તારી માતાનું ભવીષ્ય સુધરે.

**અલક૦**—માતાજી! આપની લાગણી દુખાય તેવું વર્તન કરવા હું કદીપણ પગ ન ભરૂં. આતો તારા પરના પ્રેમને લીધે અને મારી સત્ય ભાવનાથીજ કહ્યું છે. કયાં તારી ઉત્તમ શકિત અને કયાં હું બાળક! હાથી અને મગતરામાં જેટલો તફાવત તેટલોજ તારી શકિતમાં અને મારી શકિતમાં ફેર છે. હા, કદાચ હું નીરઅભીમાની રહી શકું છું, પરંતુ તેથી ઉત્તમ જ્ઞાની થઈ ગઈ છું, એ વાત કાંઇ મારૂં હૃદય કબુલ કરતું નથી. ત્યારે મેં પ્રથમ જે કહ્યું તે વાજબીજ છે, પરંતુ તેમાં દોષરૂપ ફકત તારી પાંસે લાડના શબ્દો વધારે બોલી ગઇ, એનું કારણ તારા પ્રેમનું ખેંચાણ છે.

**આત્મા**—તારી ચપળતા હવે સમજાઈ, જેથી એ બાબત વધારે આગળ ન જતાં આપણે ઉપયોગી બાબતપર આવીયે. તેં જે માતાના રૂણમાંથી મુકત થવા માટે જે સવાલ પુછયો તે બાબતમાં તારૂં જ્ઞાની હૃદયજ હવે તને શાંત કરી શકશે. કોઇ શંકા માટે બીજાને પુછી તેનો તૈયાર ઉત્તર મેળવવો એ ઉત્તમ રીટી નથી. કારણ જે શંકા માટે પોતે પોતાનાજ અનુભવથી ઉત્તર મેળવયે તે હૃદયમાં સ્થીર અને અચળ

વીચારથી ઘર કરી રહે છે, ત્યારે કોઈના વીચારથી થયેલું શંકાનું સમાધાન ખરો અને ઉંડી અસર કરી શકતા નથી. વળી કોઈપણ કાર્ય ગહન છેજ નહીં. શંકાનું સમાધાન અગર દુનીયાના કાંઇપણ કાર્યના પરીણામ જાણવા માટે ન્યાયથી વીચાર કરવો એજ પુર્ણ સત્તાધારી છે. ન્યાયથી કોઈપણ વસ્તુનું માપ થઇ શકે છે, અને તે સર્વ જ્ઞાનનો અધીષ્ટા રૂપે દાતા છે. જો કે એ ન્યાયદ્રષ્ટી મેળવવી ઘણીજ મુશકેલ છે, પરંતુ તારા જેવા નીરાભીમાની પાત્ર તો એના અધીકારીજ છે. તો તારે તારા જ્ઞાન રૂપી શસ્ત્રથીજ અજ્ઞાનને છેદી જ્ઞાનની સંપત્તીને વધારવી, અને હવે એ બાબતમાં હું નીશ્ચીંત છું.

વળી હાલ તારી વીપત્તીરૂપ ચીંતાનો અંધકાર ભેદવા માટે તને મારે સારી સલાહ આપવી જોઇએ કે, જે માટે મેં અહીં આવવાનો પરીશ્રમ લીધો હતો. તેં જે કાગળ લખ્યો હતો, અને તે માટે તારી ઉપર કલંકની ધાસ્તી આવી પડી છે, તે કાર્ય તારી શુદ્ધ બુદ્ધિથી થયું હતું કે કેમ તે માટે હું ચોકસ નથી. અને તેનો ભેદ જાણવા જતાં જણાયો નથી. પણ હુ ધારૂ છું કે તે આગળ જતાં જણાયા વગર રહેનાર નથી. પરંતુ એજ કાર્ય માટેનો જવાબદાર કળાસુરીનો પ્રપંચ છે. તેના પ્રપંચથીજ આ સમય પ્રાપ્ત થયો. છે તે જો કે, તેણીએ આપણાજ હીત અર્થે કર્યું છે. તોપણ તે શક્તિવાન ઉત્તમ આત્મા પોતાની કાર્ય કુશલતા માટે પ્રવીણ છે. તે જેમ કોઈ શસ્ત્રનો ઘાવ ફેંકી શકે છે, તેમ તેને પાછો પણ ખેંચી શકે છે, અને આ પ્રસંગમાં તો ચોકસ તેનીજ ફરજ

છે. સરધર સાથેના લગ્ન માટે તેણે જે કાંઈ કર્યું છે, તેનુંજ આ પરીણામ છે. એ બાબતમાં તું બીલકુલ દોષીત નથી, તેમ તારે એ બાબત માટે ચીંતા રાખવાનું કાંઇ કારણ નથી. કરે તેજ ભોગવે છે. એ નીયમને ધ્યાનમાં રાખી તુ નીર્ભય થા. કદાચ આ કાર્યમાં કળાસુરીની બુદ્ધિ હારખાય તોપણ તે માટે તારો કાંઇ પણ દોષ નહીંજ ગણાય. એ નીશ્ચયપુરવક માની તારો ગયેલો આનંદ પાછો ગ્રહણ કર. આ સલાહથી અલકમંજરી પ્રફુલીત થઈ અને એ માતાના આત્મા સામે પ્રેમ દ્રસ્ટી ફેંકી એટલામાં એ દીવ્ય આત્મીક દેહ અલોપ થઇ ગયો.



## પ્રકરણ ૯ મું.



# ભુતખાનામાં ભરાયેલા બે ભુતો.

—∝:+:∝—

જુના વખતનું એક પડી ગયેલું ખંડેર આ નગરીની વચ્ચે આવેલું છે, તે ખંડેરની આજુબાજુ ખુલ્લું મેદાન છે. અને એ સ્થાન જો કે વસ્તીના ભરચક્તાની વચ્ચે આવેલ છે છતાં તેનો ઉજડ ભયંકર દેખાવ હજુ સુધી કાયમ રહયો છે. તેનું કારણ આર્ય પ્રજામાં ચાલતી વહેમની દંતકથા છે. આ ખંડયેરમાં કોઇ ભુત પ્રેત કે જીનાત અને એમાંના કાંઇ વસે છે તેથી તે ખંડયેર તોડવું અગર તો તેમાં દાખલ થવું મહાભયકારક છે. આર્ય ભુમીપરના ક્ષત્રી રાજાઓ પ્રજામાં ચાલતા વહેમ અને ધર્મને નામે ચાલતા ધતીંગ માટે આંખ આડાકાન કરતા હતા. જો કે એ રાજાઓમાંનો ઘણો ભાગ તો એ સર્વ વાત માને છે અને કોઇ કોઇ વીચાક્ષણ બુધિના એ ગપ ગોળાજ છે, એમ સમજતા છતાં, પણ વંશપરંપરાથી ચાલતા આવેલા રીવાજોને છેડતા નથી, એટલુંજ નહીં, પણ તે માટે જાહેર પ્રજામાં પોતાના ખરા વીચાર પણ જણાવતા ન્હોતા. તેથી આવી કેટલીક બેડોળ જગ્યાઓ અને વીચીત્ર રૂઢીઓ અચળપણું ભોગવે છે. આ ખંડેર ભુત પ્રેત કરતાં ચોર લુચાને વધારે ઉપયોગી થઈ પડે

છે અને હાલમાં તેવાજ એક રાજ્ય વીરૂધ ગુન્હેગારનું તે આરામ સ્થાન છે. આ સ્થાનમાં તે માણસ તદન નીરભય છે, એ માટે કાંઈ પણ શંકા નથી. આ ખંડેર કોઇ જબર રાજ્ય મહેલ જમીન દોસ્ત થવાથી થયેલું છે, જેથી તેનો વીસ્તાર ઘણોજ છે, અને એવા મ્હોટા વીસ્તારને લીધેજ તે વધારે ભયંકર અને લફંગાઓને માટે નીર્ભયસ્થાન છે. કળાસુરીના આ રાજ્યની સત્તા હાથમાં આવ્યા પછી તેને આ માટે વીચાર થયો હતો, અને તેનો અમલ કરવા તે શકિતવાન હતી છતાં, હજી સુધી તે વીચારનું અનુકરણ થયેલું કાંઇ પણ દેખાયું નથી. આ બાબતના કળાસુરીના વીચાર સ્થીર રહેવાનું કારણ રાજ્યના દુશ્મનોને શોધવા અને તે સરવનો નાશ કરવા માટેનો ઉપયોગી થવાના વીચાર હતા. જે જબરજસ્ત ગુન્હેગારને શોધવા આખી રાજ્ય સત્તા અશકત થાય તેવા ગુન્હેગાર આ સ્થળેથી સહજ પકડાઈ જશે, એવી ધારણાથી આ ખંડેર વધારેને વધારે ભયંકર સ્થીતી ધારણ કરતું જતું હતું. તે ખંડેરમાં કેટલાક ગુપ્ત ભોંયરા હતા, અને તેના મુખ પડી ગયેલા પથ્થરથી ઢંકાયેલા હતા. એમાનાં એક ગુપ્ત ભોંયરામાં અત્યારે બે માણસ શાંતીથી બેઠા હતા. આ બે માણસમાંનો પહેલો બોલ્યો! કે ' કેમ હવે તમે શું વીચાર કરયો?" બીજો માણસ નમનતાઈથી બોલ્યો! ' આપની સલાહરૂપ હુકમનો હું તો તાબેદાર છું. આ બે માણસો કોણ હતાં વાંચક! એ માટે તને જણાવવું જોઇએ કે એ બે માણસોમાંનો એક વીચીક્ષણ કે જે કળાધરનો જાસુસ છે અને બીજો માગધ દેશના રાજ્યયોગાનો જાસુસ શ્યામ છે. આ સ્થળને વીચીક્ષણે પોતાના સ્થાન તરી કે પસંદ કરેલું છે. પરંતુ

શ્યામ એવી મુર્ખાઈ કદીપણ કરેજ નહીં, તે તો આખા નગરનો વાસી હતો. સમય અનુકુળ જે સ્થળ પસંદ આવે તેજ સ્થળે તે આનંદથી વસતો. ચકોર કેદ થયા પછી આજ બીજે દીવસે શ્યામ વીચીક્ષણ પાસે આવ્યો. જો કે શ્યામ આ રાજ્યનો હીતેચ્છક હતો, પરંતુ કળાસુરીની અભીમાની વર્તણુક માટે તેને ચટપટી લાગી હતી. એ કળાસુરીને કોઈપણ રીતે મહાત કરી ન માવવી. એવી તેની પ્રબળ ઈચ્છા થઇ. આ ઇચ્છા પાર પાડવા માટે હાલ આ વીચીક્ષણને હથીયાર રૂપ બનાવવાની ગોઠવણ તેને યોગ્ય લાગી. જેથી તે અત્યારે આ સ્થળે આવેલ છે. વીચીક્ષણ શ્યામને મળવા માટે બે દીવસથી ઘણો પરીશ્રમ લીધો હતો, પરંતુ શ્યામના ઉંડા મુળનો પત્તો તો કોઈ ભાગ્યશાળીનેજ મળે. આથી આજે તે નીરાશ થઇ, પોતાના આશ્રમમાં પડયો હતો. પરંતુ કુદરતી નીયમે શ્યામજ તેને શોધતો અહીં આવી ચડયો, અને બનેનો મેલાપ આનંદના રૂપમાં દેખાયો. વીચીક્ષણની પોતાના તરફ એટલી બધી નમ્રતા જોઈ, શ્યામને તેનાપર સહેજ દયા આવી, પરંતુ તે જાણતો હતો કે, આ ઝેરી પ્રાણી છે. એ તો ફકત સમયના સાણસામાં સપડાવાથી ફકત પોતાનો સ્વાર્થ સાંધવા માટે તેનામાં આટલી નમ્રતા દેખાય છે, પરંતુ એવા તેના આસુરી સ્વભાવનો અમલ મારીપર તો હાલમાં કદીપણ થશે નહીં. ત્યારે એ બાબતમાં તો હું નીર્ભય છું. જેમ તેને સ્વાર્થ છે, તેમ મને પણ એક જાતનો રસ ચાખવા બુદ્ધિની રમતમાં તેને હથીયાર રૂપ કરવાનો સ્વાર્થ છે.

અને એ મારો હેતુ એનાથીજ પાર પડશે. આ વીચારથી તે બોલ્યો કે 'વીચીક્ષણ બોલ હવે તારી શી ઇચ્છા છે, તું જે કહે તે કાર્યમાં હું મદદ કરવાને તને તયારછું.'

**વીચીક્ષણ**—ચતુર પુરૂષ,! મારેતો કોઇપણ પ્રકારે કળા સુરીનો નાશ અગર કેદ કરી કળાધર પાંસે લઇ જવાના હુકમને અનુસરતાં જે કાંઇ કરી શકાય તે કરવાનો વીચાર છે.

**શ્યામ**—ઠીક છે, એ તમારૂં કાર્ય આખું નહીં તો થોડું ઘણું પણ પાર પડશે, એ માટે હું તમોને ખાત્રી આપું છું.

**વીચીક્ષણ**—આપની મને પ્રથમથીજ ખાત્રી છે તો હવે ફકત તમારા હુકમને અનુસરવું એજ મારી ફરજ છે.

**શ્યામ**—તમો કળાસુરીની જાદુઇ શકિત માટે કાંઇ જાણો છો?

**વીચીક્ષણ**—હા. તેની શકિતનો વીચાર કરીનેજ કળાધરે મને આ કાર્ય સોંપ્યું છે. હું એના કરતાં એ બાબતમાં વધારે શકિત ધરાવું છું.

**શ્યામ**—વાહ! વાહ! આ સાંભળતા હું ચોકસ કહું છું કે તમોને શાંતીદાયક પરીણામ આજેજ દેખાડીશ. પરંતુ તમારે મારી કેટલીક ગોઠવણ જાણવી પડશે, તેની નીશાનીઓ માટે કેટલુંક સમજાવવું અને શીખવવું પડશે. માટે આ સ્થાનની કોઇ ચોકસ એકાંત જગ્યા શોધીએ. કારણ મારો નીયમ છે કે 'ભીંતને પણ કાન છે' એ શબ્દો દરેક ગુપ્ત વાતચીત વખતે યાદ કરવા.

જો કે તમો આ સ્થળને માટે ખાત્રી આપશો તોપણ મારી બુધ્ધિ પ્રમાણે આથી પણ વધારે એકાંત વાળી જગ્યા શોધી શકીશું.

**વીચીક્ષણ**—આપના વીચાર જાણવાની મારે કાંઈ અગત્યતા નથી, મારી તો ફરજ એજ છે કે આપની આજ્ઞાને અનુસરવું તો ચાલો. આ પછી તે બંને જણાઓ ખંડેરની અંદર ગયા.



## પ્રકરણ ૧૦ મું.

# શ્યામનો સપાટો મોતીનું પાણી ઉતરી ગયું

મધ્યરાત્રીએ જયારે સર્વ કાળું કાળું દેખાય છે. તે વખતે એ કાળાશમાં કાળા ઝભામાં વીંટાયેલી બે વ્યકતી નગરના ખુણા ખાંચામાં કોઇ કોઈ વખત ઘસારાથી જણાય છે.આ બે વ્યકતીઓ સાધારણ દ્રષ્ટીમાં દેખાય નહીં એવી રીતે અંધકારનો આશરો લેતાં ચાલી જાય છે. આ તેની વર્તણુંક ઉપરથી તેઓ કોઈ ભયંકર ગુન્હેગાર હશે એમ કલ્પના થાય છે. પરંતુ તેના ખરી ઓળખ માટે આપણે તેની ચાલચલણુ તપાસવી જોઈ એ. નગર વચ્ચેના ચોકમાંથીતે બે વ્યકતીઓ પ્રથમ દેખાઇ અને ત્યાંથી નગરના કેટલાક ઉજડ ભાગમાં ફૂરવા લાગી. તેઓ ચાલતે ચાલતે કોઈ કોઈ ઘરની પછીતે ઉભી રહે છે. અને જાણે કોઇ તેનાજ સંબંધી એ ઘરમાં વસનારા વાત કરતા હોય એવી ઉલટથી એવી વાત સાંભળવાને પ્રયત્ન કરે છે. આ પ્રમાણે અનેક ઘર અને અનેક માણસોને રહેવાના ધર્મશાળા દેવાલયો અને વીશીઓ જેવા સ્થાનપર ફરતા ફરતા નગર વચ્ચેના પેલા ઉજડ રાજય મહેલના ખંડેર તરફ આવવા લાગી. તેઓ કોઇ શ્રીમંતના ઘર તરફ ગઈ

નહીં, તેથી તેની વૃતી ચોરી કરતાં કાંઈ વધારે ભયંકર, પરંતુ ભેદી ગુન્હો કરવાની જણાય છે. આ વ્યકતીઓની કેટલીક ચાલચલણ ઉત્તમ અને કેટલીક તદન હલકી દેખાય છે, ઘડીમાં કોઈના ઘરની એબ સાંભળવા તો ઘડીમાં જાણે કોઇ છુપાયેલાને શોધતા હોય તેમ આમથી તેમ ભટકવા લાગી. આ તેની, વરતણુંક જોનાર બીજી બે આંખો હતી, તે માણસ પણ તેના પડછાયા રૂપ પાછળ પાછળ ચાલતો હતો, તે બે વ્યકતીઓ જયારે કયાંય પણ સ્થીર ન રહીં, અને આગળને આગળ ઉજડ જગ્યામાં જવા લાગી, ત્યારે તેની પાછળ ચાલનારે ઝડપથી દોડ મેળી તેની સામે આવી ઉભો રહયો અને બોલ્યો કે, 'ખબરદાર રાજય હુકમને તાબેથાઓ.' એ અચાનક અટકાવથી તે બે વ્યકતીઓ ઉભી રહી, પરંતુ તેને ગભરાટ ન જણાયો. આ અજબ સ્થીરતાથી પેલો પોકારનાર ગભરાયો. છતાં તે ગભરાટ મુખપર છુપાવી તેણે હીમતથી તેઓને સવાલ કર્યો કે, 'રાજય હુકમથી હું તમોને અટકાવું છુ, તમારી ઓળખાણ આપો.'

**૧-વ્યકતી**—અમો આબરૂદાર માણુસ છઇએ તો મેહેરબાની કરી માફ કરશો.

**સઇનીક**--તમારૂં આબરૂદારપણું ઓળખાઈ ગયું અર્ધી રાત્રે અહીંથી તહીં ભટકતા અને અનેક ઘરની પછીતો તપાસતા ફરનારા મોટા આબરૂદાર. તમારી આબરૂની કીમત ચોકીપર અંકાશે,

**બીજી વ્યકતી**—મહેરબાન અમારૂં કહેવું ખરૂંજ છે. અમે કોઈ કારણને લીધે અત્યારે અહીં આવ્યા છઇએ અને એ કારણ

અમારી આબરૂનો નાશ કરનાર ભેદ છે, તો અમારીપર કૃપા કરી અમને જવા આપશો તો તમારૂં ઈશ્વર ભલું કરશે.

**સઈનીક**—તમારી ચાલચલણે બતાવી આપ્યું છે કે તમોને જતા કરવામાં કેટલું જોખમ છે, તમે કોઈ જબરા ગુન્હાની ગોઠવણમાં જણાઓછો.

**૧ વ્યકતી**—અરે ભાઈ સાહેબ! રામરામ કરો! અમારાથી શું થાય તેમ હતું.

**સઈનીક**—આ તમારો પહેરવેશ તમારી આબરૂમાં ઓર વધારો કરે છે ?

**૨ વ્યકતી**—તે ગમે તેમ હોય, તોપણ અમારી ઉપર તો તમારે દયા કરવીજ પડશે. અને એ દયા ઉત્પન્ન કરનાર લયો આ પાંચ મહોર.

**સઈનીક**—હે ! શું લાંચ!! બસ બસ હવે તમો ખુનીજ છો! એમ મારી ખાત્રી થઈ ચુકી છે.

**૧-વ્યકતી**—તે ગમે તેમ તે હોય તેમાં તમારૂં શું જવાનું છે. આ,લયો પાંચ નહીં ને પચીસ મહોર.

**સઈનીક**—તમો સોમ્હોર મારી વફાદારી વેચાતી લઈ શકશો એમ ધારતા હોય તો ઓર તમારા હકમાં તમે વધારે ખરાબી કરો છો.—

**૨-વ્યકતી**—અરે મહેરબાન! એ તો જવાદયોને હવે! આ છેવટ પાંચસે મહોર આપું છું, એ કાંઈ ઓછું નથી.

**સઈનીક**—બસ બસ આગળ ચાલો.

**૧ વ્યકતી**--ભલા માણસ! આ પાંચસે મહોર તારી આખી જીંદગી સુધી તને પગાર મળે છે તેથી બમણો ખર્ચ કરતા સુધી ચાલશે, તો લક્ષ્મી ચાંદલો કરવા આવે છે તો મહો કેમ ધોવા જાય છે'

**સઇનીક**—શું એ તમારી પાંચશો મહોર મારો પાંસે અચળ રહેશે એમ તમોને ખાત્રી છે.

**વ્યકતી**—લક્ષમી કાંઈ અચળ રહી છે કે તારી પાંસે રહેશે.

**સઈનીક**—ત્યારે તે મારી મહોત પછી સાથે આવશે.

**વ્યકુતી**—એમ કદી બની શકેજ નહીં.

**સઇનીક**—ત્યારે એ ચાર દીવસની મોજ માટે વીશ્વાસ ઘાતી થઈ મારી વફાદારી વહેંચું તેનું પાપ મને નહીં લાગે.

**વ્યકતી**—પૈસાથી પાપ તો સો ગાઉ દુર ભાગે.

**સઇનીક**—શાબાશ છે! તમો લાગો છો તો કોઈ અસલ ખાનદાન! હવેજ તમો ઓળખાયા કે તમેજ ખરા ગુન્હેગાર છે.

**વ્યકુતી**—તદન મુર્ખ દેખાય છે. ભલા આદમી વીચાર તો કર કે આ દુનીયામાં રાજાથી રાંક સુધી કોણ ચોખું છે.

**સયનીક**—કમળાના રોગવાળો બધી વસ્તુ પીળી દેખે તેમાં દોષ કોનો?

**૧ વ્યકતી**—હહહહ આતો કોઈ પ્રમાણીકની પુછડી લાગે છે.

**૨ વ્યકતા**—તદન કોઈ બીચારો અજ્ઞાન જણાય છે. આ દુનીયાનું તેને કાંઇ પણ જ્ઞાન હોય એમ નથી જણાતું.

**સઇનીક**—એ તમારા અનુભવની તમેજ મઝા ચાખો. મારે એ તમારો રસ નથી ચાખવો, મને તો ઈશ્વરનો ડર છે, અને તેથી હું હવે તમોને કદીપણ છોડનાર નથી. એમ બોલતા તેણે વ્યકતીનુ કાંડુ પકડયુ કે તરત પેલી વ્યકતી ધ્રૂસીપડી અને પોતાના હાથમાંથી એક વીંટી તેને દેખાડી. એ વીંટી જોતાંજ તે સઇનીક ગભરાયો, પરંતુ વળી કાંઇક શંકા આવવાથી બોલ્યો 'એ કદાચ તમે ચોરીને લાવ્યા હોય તો તેની શીખાત્રી' આ સાંભળ તાંજ બીજી વ્યકતીએ બીજી વીંટી દેખાડી અને તેના હાથમાં પાંચ મહોર મુકી કે તે સઇનીક એ મહોર લઇ ગુપચુપ ચાલતો થયો. હવે આ બને વ્યકતીઓ ત્યાંથી આગળ ચાલતાં તેઓ એક ખીણ પાંસે આવી પહોંચ્યા, તેમાની એક વ્યકતીએ બીજાને હાથના ટેકાથી એ ખીણની અંદર ઉતારી અને તે ત્યાંજ ઉભી રહી. પેલી ખીણમાં ઉતરેલી વ્યકતી બોલી. 'તમારે આ સ્થળ છોડવું નહીં, હથીયાર તૈયાર રાખજો.'

**૨-વ્યકતી**—કાંઈ ફીકર નહીં તમે તમારે જાઓ. ખીણમાં તે વ્યકતી આગળ ચાલી, તે ખીણ આગળ જતાં એક ભોયરાના આકાર જેવી દેખાઈ, તેમાં ધોળે દીવસે પણ અંધકારજ હોય છે, તો આ અધરાત્રીએ કેટલું ભયંકર અંધારૂ હશે ? આવા ભયકંર અંધારામાં પણ તે વ્યકતીતો નીરભયપણે બીલાડી માફક ચાલી ગઈ, આ તેની ચપળતા ખરેખર વખાણવા યોગ્ય હતી. તે ભોયરામાં લગભગ બસોવાર ચાલ્યા પછી એકદમ ઉભી રહી

અને બોલી કે એ શાનો અવાજ ! 'ચોકસ કોઈ હામખોરનું મંડળ આજ અહીં હાજર છે. તો મારે પણ મદદ માટે ખીણના કાંઠા પર ઉભા રહેલા મારા સાથીને ચેતાવવું જોઇએ ' એટલું બોલતાં તેણે પોતાની જેબમાંથી એક બંદુક કહાડીને અવાજ કર્યો. આ અવાજનો પ્રત્યુતર ખીણના કાંઠાપરથી નહીં પણ તેની સામી બાજુ અંધારામાંથી મળ્યો. આથી તેને ચોકસ ખાત્રી થઇ. એટલામાં બીજા બે અવાજ થયા. જેથી તે વ્યકતી ત્યાં ઘડી ભર સ્થીર થઈ ગઈ. અર્ધો કલાક સુધી આ પ્રમાણે સ્થીર રહી છતાં બીજો કાંઈ પણ અવાજ સંભળાયો નહીં, તેથી ચોકસ તપાસ કરવા તે અંદરને અંદર ચાલવા લાગી, આ તેની ઝડપી ચાલથી તેની આજુ બાજુ ચમકારા કરતી દ્રષ્ટીએ એકદમ સર્વ ચમત્કારી લાગતું હતું. થોડે આગળ ચાલતાં વળી અટકી ગઈ અને કાન ઉંચા કરી સાંભળવા લાગી તો કાંઈક અવાજ સંભળાયો, પરંતુ તે શાનો અવાજ હતો તે કાંઇ બરોબર સમજયામાં ન આવ્યો તેથી ચોકસ ધ્યાનથી સાંભળવા લાગી. આ શું એકાએક ફેરફાર જે બાજુથી અવાજ આવતો હતો ત્યાં સુનકાર જણાયું, અને તેની સામી બાજુએ વળી એક બંદુકનો અવાજ થયો. આ એકાએક ફેરફાર માટે તે કાંઈ સમજી શકી નહી. વળી ત્યાંથી તે આગળ ચાલી અને કઈ બાજુથી અવાજ આવેછે તે ચોકસ કરવા ભટકવા લાગી. એટલામાં એક બંદુકનો અવાજ ઉપર થયો અને તે અવાજ સાથે ભયંકર ખળભળાટ થયો. આ સાંભળી વળી ત્યાંથી દોડી અને ઉપર જવા માટે રસ્તો શોધવા પ્રયત્ન કરવા લાગી. એનાએ ભારત પરીશ્રમથી એક શીલા

જરા નમેલી હતી તે નીચે પડી, અને ઉપર જવા માટે બાકોરૂ પડયું. વળી તે બાકોરાપર ચડવા માટે જુદા જુદાં પથ્થરના ટેકરા પગ મુકવા લાયક હતા, તેપર થઈ તે ઉપર આવી કે તરતજ એકદમ જમીનની અંદર વળી બે અવાજ થયા. આથી તે વધારે આશ્ચર્યમાં ડુબી ગઈ. અરે! આ તે કોઇ માણસ કે ભુત! ખરેખર આ માટે ચાલતી કહેણીમાં શું કાંઈ સચાઇ હશે? અને જો એમજ હોય તો આજ મારે નવું શીખવાનું મળશે. પણ એનો ચોકસ પતો શી રીતે મેળવવો. ઘડીમાં આ બાજુ તો ઘડીમાં આ બાજુ, એક વખત ઉપર તો બીજી વખત જમીનમાં, આમ નાસા ગાંસા વાળી અને તે પણ એક પલકમાં કુદકો મારવાની રમત રમનાર નો છેડો શી રીતે પકડવો? એવો વીચાર કરતી તે ઉભી છે, એટલામાં ચારે બાજુથી અનેક અવાજો થયા, આથી તેની શંકા પુરતી બળવાન થવા લાગી, અને આ ભેદીક બનાવનો શી રીતે પતો મેળવવો તે બાબતના વીચારમાં તેના જીંદગીમાં આ પહેલીજ વખત દીગમુંડ બની ગઈ. વળી કાંઇક વીચાર આવતા બોલી ઉઠી કે, ' હું કળાધર જાદુગરની શકિત યોગ વીદ્યાની અનુભવી અને સર્વ કળા અને આખી દુનીયાનાં અનુભવને જાણનારી છતાં આનો ભેદ કેમ શોધી શકિત નથી. ખચીત આ પ્રસંગ મને કાંઇક નુકસાન કરનારૂં પરીણામ સુચવનાર જણાય છે. આ તેના અજબ ખેલમાં વખતે મારી હાર થશે, કારણ આ એની અદ્દભુત યુકિત હું સમજી શકિત નથી. પરંતુ હવે તો 'કાર્ય સાધ્યામી કીંવા દેહ પાત્યામી.' હીંમત રાખી છે, આખો ભાગ ખોળી કાઢવો જોઇએ. આવી દૃઢતાથી વળી તેને હીંમત આવી અને

નીચે ઉતરી એક ભોંયરામાં પેઠી. આ ભયંકર અને ચમત્કારી ભેદ શું હતો તે વાંચક તું કાંઈક સમજયો હઈશ. અને કદાચ ન સમજયો હોય તો ચાલ આપણે પાછળ નજર કરીયે. પેલું રાજય મહેલનું ભયાનક ખંડેર જયાં આપણે વીલીક્ષણને તાલીમ આપવા માટે શ્યામની સાથે છોડી આવ્યા છે તે સ્થળ પર નજર કર ! શ્યામની અજબ કુશળતાનો ખરેખરો અનુભવ રૂપે નાટક અહીંયાજ ભજવાય છે, તે ખંડેરના કેટલાક ભોંયરામાં એકમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ જઇ શકાય છે, વળી નીચે ઉપર જવા માટે પણ સરલ રસ્તા છે, આ સર્વ ભોંયરા પેલી વ્યકતી જે ખીણમાંથી આવતી તેની એકજ ભીંતની આડમાં છે. ખીણમાંથી જયારે તે વ્યકતીએ પોતાના સાંથીને ખીણ ઉપર ચેતવવા અવાજ કર્યો તે વખતે શ્યામ આ સઘળો ભેદ સમજી ગયો અને તેથી વીલક્ષણને સામી બાજુએ મોકલ્યો. અને તાલીમ આપ્યા પ્રમાણે ઇસારત થતાંજ બહાર કરવાની સુચના આપી તે સાથે વળી એક જગ્યાએથી બીજી જગ્યા કેમ અને કેટલે વખતે બદલવી તે બાબત ટુંકમાં ઝડપથી સુચના કરતો કરતો તે વ્યકતીને થાપ આપવાના હેતુથી પોતે જુદી જુદી દીશાએ દોડતો અવાજ કરવા લાગ્યો. આ તેની ચપળતા જોઈ વીલીક્ષણ તો સડકજ થઈ ગયો, પરંતુ વળી પોતાની ફરજ યાદ આવતા પૂરી હુંશીયાર થયો અને શીખવેલા પાઠ ( એકટીંગ ) કુનેહ સાથે ભજવવા લાગ્યો. આ કાર્ય જો કે સાધારણ હતું, તોપણ ચંચળતાથી તે ચમત્કારી લાગતું હતું. આ પ્રમાણે તે સામે આવેલી વ્યકતીને જયાં સુધી ભમાવાય ત્યાં સુધી ભમાવામાં

અગાધ પરીશ્રમ કર્યો પણ અંતે ખીણ માંહેલી વ્યકતી નીશ્ચય પુર્વક મહેનતથી કાંઇક પરીણામને દરવાજે આવી લાગી. શ્યામે સામેથી આવવાના દરેક રસ્તા બંધ કર્યા હુતા પરંતુ આ ખંડેર માં કેટલાક ગુપ્ત રસ્તા અજાણમાં રહી જાય તેવી રચના હુતી જેથી તે સામે બાજુની વ્યકતી અચાનક એક શીલા પાછળથી દબાઈને બહાર નીકળતાજ આ બે માણસોને જોયા. આ પ્રમાણે માણસોને જોઇ તે વધારે આશ્ચર્ય પામી અને મનમાં બડબડવા લાગી 'અહા! આ માણસો એટલા બધા ચતુર છે કે જેણે મારી બુધ્ધીને પણ હાર ખવરાવી. એઓની ચપળતાનો યોગ્ય બદલો હું આપીશ. પરંતુ મારે એની નીરીક્ષા કરવી જોઈએ જોઇએ કે તે કેટલી હદ સુધી કળાવાન છે, આમ વીચારતી મોટી પથરની શીળાની પાછળ છુપાઇ ગઈ. શ્યામે બે વખત અને વીલીક્ષણે ત્રણ વખત બહાર કર્યા છતા પ્રતી ઉતર ન મળ્યો તેથી તેણે કાંઈ જુદીજ કળા અજમાવી. તેણે મુખપર હાથરાખી એક જાનવર જેવી ભયંકર ચીસ મારી. વ્યકતીએ તો એ નજરથી જોયું, એથી તેની આ અદભુત શાકત માટે અજબ થઇ. શ્યામની આ કળા વ્યર્થ ગઈ એમ તેને એક પલકમાં જણાઇ ગયું તેથી તેણે વીલીક્ષણને ઈસારતથી બહાર નીકળી જવા કહ્યું. તાલીમ પામેલો વીચીક્ષણ તુરત હુકમને આધીન થયો. શ્યામ જ્યાં ઉભો હતો ત્યાંજ નીચેનો પથર હટાવી નીચે ઉતરી ગયો. પેલી વ્યકતી પથર પાછળથી નજર કરે છે. તો તે બેમાંનો એકપણ માણસ ન દેખાયો તેથી વળી વધારે અજાયબ પામી અને બહાર નીકળી ચોક્કસ દ્રષ્ટી કરવા લાગી. પરંતુ તેઓમાને

કાંઈ પતો ન મળ્યો. એટલામાં પાછળથી સ્યામ નીચેના બાંકોરા માંથી બહાર નીકળી એકદમ તે વ્યકતીને ગલામાંથી પકડી ને એક બંદુકનો બહાર કર્યો કે વીલીક્ષણ સામે દેખાયો, તે ત્યાંજ ઉભો રહયો. શ્યામના હાથમાં સપડાયેલી પેલી વ્યકતીએ અનહદ બળ વાપરયું પરંતુ તેમાં તે નફાવી, ત્યારે તેણે પોતાની જીંદગીમાં અનુભવેલા દુષ્ટ જાદુનો ઉપયોગ કરવા એક ચેષ્ઠા કરવા જાય છે તે અગાઉ વીલક્ષણે એ ક્રીયા કરી કે તુરત તે વ્યકતી હાથપગથી બંધન પામી કમરથી વાકી વળી ગઈ.

આ પરીણામથી શ્યામ ઘણોજ ખુશી થયો અને તેની ગરદન છોડી સામે આવી ઉભો. ને કહયું કે કેમ કળાસુરી ! આ તમોને શું થયું. શ્યામને સામે ઉભેલો જોઈ કળાસુરી કે જે એ વ્યકતી હતી તે સભામાં બોલનાર પુરૂષ તરીકે તેને ઓ લખ્યો જેથી કાંઈક શરમ અને કાંઈક કપટથી બોલી કે, 'તમે તો કોઈ જબરા લપૂંગા જણાઓ છો' સભામાં સ્થાન મેળવી મોટી મોટી વીદવતાની વાતો કરી મહાનપણાનો વેશ ભજવનાર આ ભયંકર સ્થળમાં રહે છે એ જોઇ તમારી ઉત્તમતાં ઓળખાણી.

**શ્યામ**—શું ! આવા ઉજડ અને એકાંત મકાનમાં રહેવું તે ગુન્હો ગણાય છે ?

**કળાશુરી**—અલબત ! આ સ્થળમાં રહેનારની ચાલપર શક ઉત્પન થાય છે,

**શ્યામ**—અને એ શક કરનાર પોતે સીંહનું ચામડું ઓઢનાર ખરના રૂપમાં જણાય છે.

**કળાસુરી**—એટલે આમ મારૂં અપમાન કરવાનું કારણ.

**શ્યામ**—તમારી ન્યાય આપવાની ઉત્તમ રીતી,

**કળાસુરી**—શું હું જુઠું બોલું છું.

**શ્યામ**—એ બાબતમાં વલી કાંઈ પુરાવો જોઇએ છે, જુઠા બોલપર કાંઈ શીંગડાં થતા નથી. કોઇપણ માણસની પુર્ણ પરીક્ષા કર્યા સીવાય તેને એકદમ ગેરઇનસાફ આપી તેની આબરૂપર હુમલો કરવો એ શું તમારી ઉત્તમતા કે ?

**કળાસુરી**—આ દેશપરની રાજય સત્તાની હું આધીષ્ટાત્રી છું, અને એ સત્તાની રૂએ તમારી આ ગેરવ્યાજબી રહેઠાણમાં રહેવાની ખરાબ ચાલપર શક લેવા લઇ જવાને મુખત્યાર છું.

**શ્યામ**—ત્યારે તો આ રાજય સંભાળવાના પણ તમારી શકિત હશે

**કળાસુરી**—અલબત ! અત્યારે આ આખું રાજય ફકત મારી શકિતને તાબે છે.

**શ્યામ**—એ શકિતના આધારે અત્યારે આવી ઉમદા કસરતી આસન ધારણ કરયું તે પણ આપની ખુશીથી કે કેમ ?

**કળાસુરી**—વખતપર માણસ માત્ર હાર પણ ખાઇ જાય અને તે ભુલનું પરીણામ છે.

**શ્યામ**—નહીં, તે ભુલનું નહીં, પણ અમારીપર ગેરવ્યાજબી શક લઇ જવા માટે બુધ્ધીના ઉપયોગની ભુલનો આ બદલો છે.

**કળાસુરી**–મારી આ સ્થીતી સુધારવાની મારામાં શકિત છે, અને એનો અમલ થયા પછી તમારી સત્યાનાશીની પરનજર કરો

**શ્યામ**—કુતરાના ભસવાનો અર્થ સમજનાર શું કુતરાની ધમકીથી ડરી જશે ?

**કળાસુરી**—બસ ! બસ ! કાતરની પેઠે વધારે જીભ ચલાવવાનું પરીણામ ભોગવતા તમોને વસમું લાગશે.

**શ્યામ**—આટલા બધા અભીમાની શબ્દોની શો સાબીતી ?

**કળાસુરી**—એજ કે બે ઘડી પછી આ જાદુનું તંત્ર તુટી જશે ત્યારે નજરેજ પડશે.

**શ્યામ**—તે અગાઉ તમોને દેહાંતદંડની શીક્ષા કરવા શુ અમારામાં શકિત નથી ?

**કળાસુરી**—એ તમારા વીચારજ ખાત્રી કરી આપે છે કે, તમે ખુની અને લફંગા છો ?

**શ્યામ**—અને તમો ધોળે દીવસે ધાડ પાડનારા, પોતે ગુન્હા કરી તેને બદલે નીરઅપરાધીને ફાંસી દેનારા ફાંસીગર છો કે નહીં ?

**કળાસુરી**—એવા જુઠા બડબડાટથી શું ફાયદો થવાનોછે.

**શ્યામ**—શું તમે એ શુભાપમાલાયક નથી ? તે કદાચ તમારી આંખ આડા અભીમાનના પડળથી નહીં દેખાતું હોય તો લયો, એ પડદો હું ચીરી નાખું છું કે ચકોર નામના જાસુસ નો ન્યાય કરનાર તમોજ ન્યાયાધીશ કે ?

**કળાસુરી**—તેથી શું ?

**શ્યામ**–એનો વીચાર કરી જવાબ આપવા તમોનેજ સોંપું છુ

**કળાસુરી**—રાજયકુટુંબના હીત ખાતર પ્રપંચ કરવા એ મારી ફરજ છે.

**શ્યામ**—માટેજ હું કહું છું કે તમો હજી રાજય ખટપટ પુરી નથી શીખ્યા. અરે ! તેનો પહેલો પાઠપણ નથી પઢયા. જુઓ મને તમે ઓળખો છો ! કે હું કયા દેશનો વતની, કઈ જાતનો, અને શો ધંધો કરૂં છું. તમારે કબુલ કરવું જોઈએ કે, એ બાબતથી તમો બીલકુલ અજાણ છો. જયારે તમો રાજયની હદપર પુરી સત્તા વાપરી શકો છો, રાત્રીના નગર ચર્ચાને નામે રખડપાટી કરો છો, કેટલાક નમાલા રાજયના લાભ ખાતર મોટા ભોગ આપો છો, છતાં તમારા ખાસ નગરમાં, તમારા મહેલની સામે, તમારી સભામાં, તમારા હૃદયના વીચારમાં, જે માણસ નીશંક થઇ ફરે છે તે બાબત માટે તો તમોને કાંઇ સ્વપન પણ આવ્યું નહીં, આ પ્રમાણે તમો શી રીતે આ રાજયસત્તા ચલાવવા માટે લાયક પાત્ર છે ! એનો જવાબ આપશો ? કળાસુરી શ્યામના આ વાગ બાણુથી જરા શાંત થઈ અને તેના મુખપર શરમના શેરડા આવી રહયાં, તોપણ જેમ તેમ હીંમત ધારણ કરી બોલી કે,

**કળાસુરી**—ચતુર પુરૂષ ! આ મારી આખી જીંદગીમાં મને મહાત કરનાર પ્રથમ એક ગુણનીધી અને બીજા તમે છો, આજથી મને ખાત્રી થઇ કે 'બહુ રત્ન વસુંધરા' આ પૃથ્વી બહુ રત્ન ઉત્પન્ન કરનારી છે.

**શ્યામ**—આ તમારી ભુલ કબુલ કરવા જેટલી નમ્રબુદ્ધિથી તમે માનને પાત્ર છો, પરંતુ અલકમંજરી બાબતમાં ચંદ્રશેખર રાજા અને ચકોર પર જે કાંઈ તમે વીતાવ્યું છે તો તે ચોકસ જુલ-

મજ છે, એ બાબત જોકે હું તમારી વીરૂધ્ધ નથી, તોપણ ન્યાય અર્થે ઈશ્વરનો ડર રાખી કાંઈક અભીમાનના પવનને જરામંદ મંદ ફુંકાવવો જોઇયે. રાજ્ય ખટપટ બહુ વીચીત્રછે, તેની ગુંથણી ગહન છે. તે માટેનો અભ્યાસ અનુભવના પાઠથી કરવા જરૂર છે, રાજ્ય ખટપટની મુર્તી કુટીલ છે, અને એ કુટીલતાની મધ્યમાં રહી, ન્યાય અર્થે ધર્મ જાળવવા ઇશ્વરનો ડર રાખી પ્રપંચની રચના કેટલી ગહન હશે તેનો ખ્યાલ કરો. એ ઉત્તમ કુશળતાં ફકત કુદરતનીજ બક્ષીસ છે. અને તેથી પરમારથ દયા અને નીર અભીમાનપણું જાળવવાની ફરજને મુખ્ય ગણવી જોઇએ. રાજ્ય ખટપટ, લક્ષ્મી હરણ કરવા માટે, અનેકના સત્યાનાશ કહાડવા માટે, સ્ત્રીઓના શીલ લુંટવા માટે અને નીર્બળને દ્વેશ ભાવથી રહેસવા માટે ઉપયોગ કરનાર 'રાજ્ય અંતે નર્ક' એ વાકયના અર્થને અનુભવે છે. માટે ઉત્તમતાને ચહાનાર ઉજવળ આત્માએતો એ કુટીલ મુર્તીથી સદા દુરજ રહેવું. અને કદાચ પરાણે એ કાર્યનો ભાર આવીપડે તો એ વીદ્યા શીખવા માટે અનુભવીં ઉત્તમ ખાનદાનો સહવાસ અને મદદથી એ ઝુંસરી વહન કરવી જોઈએ. આથી વીષેષ ચતુરને શું ચેતવણી આપવી. એટલું બોલી તેણે વીચીક્ષણને ઇસારત કરી કે તુરતજ તેનો અમલ થયો, અને કળાસુરી બંધન મુકત થઇ પરંતુ તેને શરમની એટલી બધી ઝાંઝ ચડી કે બોલવાની ઈચ્છા છતાં બોલી શકી નહીં તો પણ પરાણે કહ્યું કે

**કળાસુરી**—ચતુર પુરૂષ તમો ચોકસ કાલ કચેરીમાં દર્શન આપજો, એટલી મારી માગણી છે.

## પ્રકરણ ૧૧ મું.

# રાજ કેદી ન્હાઠા.

એક સાદા દીવાનખાનામાં ચાર સોફા કોચ અને બે ખુરશીઓ પડેલી છે. તેમાંના એક કોચપર અત્યારે એક પ્રેમી જોડું બેઠું હતું. તેઓ બને એકજ કોચપર બેઠેલા હતા અને તેની આંખોમાં વીરોધી ભાવ દરશાવતો હતો, પરંતુ તે ભાવની અંદર પ્રેમની લાગણીઓ સ્પષ્ટ વંચાતી હતી. તે પ્રેમી જોડલું લાંબો વખત સુધી મૌન્ય ધારણ કરી રહ્યું, પણ અંતે પુરૂષ પાત્રે તે ચુપકીદી તોડી. 'અલક! આજ ન્યાયમદીરમાં બનેલા બનાવનો શુ ભેદ છે.'

**અલક**—સ્વામી! તે નીરજીવ બાબત છે. તેનો ખુલાસો કરતા પહેલાં મારે તમોને આગલી પાછલી બાબતની યાદદાસ્ત ફરી તાજી કરાવવી જોઈએ.

**સરધર**—દરેક પ્રસંગે બનેલા બારીકમાં બારીક બનાવ અને થયેલી વાતચીતને દરેક અક્ષર મને ચોકસ યાદ છે. તો એ બાબત નાહક વખત વીતાવી મારા હૃદયને હાલમડોલ સ્થીતીમાં વધારે વખત ન રાખ. અલક તું જાણે છે કે, હું તને કેટલા પ્રેમથી ચાહું છું?

**અલક**—અને તેમજ તમારે માટે મેં મારી વહાલી માતા કે જે આ દુનીયામાં એકજ પ્રીયમાં પ્રીય, હીતેચ્છક, અને જેના રૂણમાં હું દબાયેલી છું, એ ઉત્તમ વસ્તુની લેણુદારનો નાશ

કરાવવાનું શું કારણ હતું ? શું એ કાર્યમાં મેં કાંઇ વધારે ભોગ નથી આપ્યો ?

**સરધર**—તે બાબત હું કબુલ કરૂં છું.

**અલક**—ત્યારે પછી એવા પ્રસંગ માટે શંકીત સવાલ પુછવાનું શું કારણ ?

**સરધર**—આજ ન્યાયમંદરની તારી ભેદીક ચાલચલણ.

**અલક**—તમો જાણો છો કે, મારી પ્રથમ મુગ્ધાવસ્થામાં હું બીજે રસ્તે દોરાયેલી હતી, અને તેનો ફકત પ્રપંચથી ફેરફાર થયો છે, તોપણ એ પ્રસંગ માટે હું ઇશ્વરની કૃપા સમજું છુ. હવે જે પ્રસગે બાળકો કોઈ વેનમાં ચડે ત્યારે તે કેવા કુતર્કો અને વીચીત્ર વેશ ભજવે. એવી ઉછળતી બાળવૃતીના ખેલ આપ જાણુતા નથી ?

**સરધર**—અલબત બાળ બુધ્ધિથી વખતપર કાંઇ દોષીત કાર્ય પણ થઇ જાય છે. પરંતુ જો તે નીષ્કલંક રહી જાય તો હરકત નહીં, પણ જો એ વગર અર્થની ચેષ્ટામાં પણ કલંકીત કાર્ય થઈ જાય તો તેનો તેને આખી જીંદગી સુધી પશ્ચાતાપનો તાપ ભોગવવો પડે છે.

**અલક**—અને એટલે બધે દરજે નહીં પણ તેવીજ કાંઈક મારી બાળચેષ્ટાનું એ પરીણામ હતું.

**સરધર**—તે શું છે તેનો ખુલાસો મને મળવો જોઇએ કારણ મજબુત બંધનથી બંધાયેલી પ્રેમની ગાંઠ શંકાના ઝટકાથી નરમ પડતી નથી, પણ આખો તાર તોડી નાખે છે.

**અલક**—એ શબ્દો સાંભળવાનો મારે અત્યારે જે પ્રસંગ આવ્યો છે, તે કોઈ બીજાનાજ પ્રપંચથી. તોપણ મારે મારૂં શુધ્ધ હૃદય આપની પાંસે જેવી સ્થીતીમાં હોય તેવી સ્થીતીમાં ખોલી દેખાડવું જોઈએ. તમારા આગમન અગાઉ મારી માતાના ગેર વ્યાજબી દબાણુથી હું બાળચેષ્ટાથીજ ફકત અનલરાય તરફ ખેંચાઈ હતી. તે વખતે મને દુનીયાનું કાંઇ જ્ઞાન ન હોતું, પરંતુ માતાના અયોગ્ય દબાણથી જેમ કોઈ બાળકને એક વસ્તુ લેવાની મનાઈ કરતાં તેજ વસ્તુ લેવાને પોતાથી બનતો પ્રયત્ન અને સઘળા ભોગ આપે છે. તેવીજ કાંઇક મારી સ્થીતી થઇ હતી.

**સરધર**—અનલરાય તરફ તમારૂં ખેચાણ તેના કયા સદગુણથી થયું હતું.

**અલક**—ફકત બાળક બુધ્ધિથી અનલરાય એવુ નામજ સાંભળી પ્રેમ શબ્દના કાંઈપણ જ્ઞાનવીના એ પગલું ભર્યું હતું, અને તે બાળ ખેલથી એક ભયંકર ભુલ કરી હતી, જે બાબત આજ મને મોટી વીમાસણ થઈ છે.

**સરધર**—એવડી મોટી શું ભુલ હતી?

**અલક**—બાળપણમાં વીદ્યા જ્ઞાન મેળવવા માટે જે અક્ષર વાંચવા લખવાનું જ્ઞાન ઉત્તમ રસ્તો શોધવા માટે છે, તેજ અક્ષર જ્ઞાનનો, બાળકો અને દુનીયાના કાચા અનુભવી દુર ઉપયોગ કરે છે. તેઓ રસીક વાર્તા અને પુરાણીક ગપો વાંચવા માંડે છે, અને તેમાં લખાયેલી ગપોને સાચી માની તે પ્રમાણે અનુકરણ કરવા દોરાય છે. આ મારી ભુલ રૂક્ષમણી હરણ નામની પુરાણીક

કથાનું ફળ છે. એ વાત વાંચ્યા પછી જે રૂક્ષમણીએ શ્રીકૃષ્ણપર કાગળ લખ્યો હતો, તેમા ફૂકત નામના ફેરફાર કરી, તેજ કાગળનો લેખ મારા હસ્તાક્ષરથી અનંગરાયપર મોકલ્યો હતો, જેનું પરીણામ આ તમે નજરે ન્યાળો છો. પણ આનો ખરો ભેદ શું છે. તે હું અને મારી માતાનો આત્મા બરાબર શમજી શકયો નથાં.

**સરધર**—કેવો ગોટાળો ! કેટલી મુર્ખાઈ ! હવે મને પણ યાદ આવે છે કે, ચંદ્રશેખર મરતી વખતે એમજ લવતો હતો કે, મેં આમંત્રણને માન આપી ધર્મયુદ્ધ આદરેલું હતું.

**અલક**—તેમાંનું કાંઇ ખોટું નથી.

**સરધર**—અલક જોયું કે, બાળકોને ઉછેરવા અને તેની જીંદગીને ભયંકર ખડકોવાળા આ સંસાર સાગરમાંથી નીષ્કલંક પાર ઉતારવા કેટલી ચોકસ કેળવણી અને દેખરેખની જરૂર છે. કેટલાક માવીત્રો બાળકના દુસ્મન જેવા થઇ રહે છે. એવા માવીત્રથી બાળક જેમ બને તેમ છુપા કામો કરવામાં રસ લયે છે. અને એવા કાર્યો કેવા ભયંકર પરીણામ અંતે આપનાર થાય છે, તેનો તોલ બાળબુદ્ધિ કયાંથી કરી શકે ? તો મારા ગૃહરાણી ! આ ઉપદેશક તંત્ર દુનીયાને શીખવવાની કેટલી જરૂર છે. અને કદાચ આપણે પણ પ્રસંગ આવે તો એવા કાર્યમાં કાંઈ ભુલ ન થાય તે માટે અનુભવી જ્ઞાન પ્રાપ્ત કરવા દુનીયાના માવીત્રો અને બાળકોના સહવાસપર દૃષ્ટી રાખી તેઓને એ રસ્તે દોરી તેઓના અનુભવથી અનુભવ સીદ્ધ કરવાની જરૂર છે. તો આ તંત્ર માટે

કાંઈપણ લાગણી ધરાવવાથી અનેકનું હીત એટલે પરમાર્થ થશે. આ અનાયાસે મળતો અમુલ્ય લાભ સ્વાર્થ અને પરમાર્થ બને સીધ્ધ કરે છે. તું જે ભેદ માટે ખેદ બતાવે છે, તે ભેદ આગલ જતાં આપણે જાણ્યા વગર રહેનાર નથી

**અલક**—આપની એ શીક્ષા હું શીરપર ચડાવી મારા હૃદય કબાટમાં બંધ કરૂં છું. તો તે પર તમે સીલ દાબી આ પ્રસંગની આનંદીય.દ કાયમ કરશો. એટલું બોલતાં અલકમંજરી સરધરની તરફ નમી કે તરત દ્વારમાંથી કોઇ માણસનો આકાર દેખાયો.

**અલક**—લયો આતો કાંઇક અપશુકન થયા.

**સરધર**—એ અપશુકનને આપણે પાછા ફેરવશું. એ પ્રેમ પ્રસંગના આનંદી સંયોગની વચે રાક્ષસરૂપે કળાસુરી અંદર દાખલ થઈ કળાસુરીને જોતાંજ તે દંપતી માન અર્થે ઉઠી ઉભા થયા, અને કોચપર બેસવા આગ્રહ કર્યો. પરંતુ કળાસુરી સામેના કોચ પર બેસીને તેઓને પોતાની બેઠકે બેસવા કહયું, પરંતુ અલક શરમને લીધે ત્યાં ન બેસતાં ઉભી રહી જેથી કળાસુરીએ કહયું કે અલક કેમ બેસતી નથી.

**અલક**—નહીં હું અહીંજ બેસીશ એમ બોલતાં તે બીજા કોચપર જઈ બેઠી

**કળાસુરી**—તમારા પ્રેમ ખેલનો મેં ભંગ કર્યો તેથી મારી પર કાંઈ ક્રોધ તો નથી આવ્યો.

**અલક**—વડીલ બાળકની મશકરી તમોને શોભેકે.

**કળાસુરી**—અલબત મારી ભુલથી થયેલું પરીણામ મારે જાણવુંજ જોઇએ, કારણ રાજયખટપટ વીષે આજ મને એક ગુરૂએ નવા પાઠ શીખવ્યા છે.

**સરધર** શું તમારે પણ વળી ગુરૂ ધારવો પડયો,રહી રહીને ‘ સહાઠ વરષે સ્પર્શા એ વળી ઉસતાદનો ઉસ્તાદ કોણ પેદા થયો.

**કળાસુરી** એજ મારી ખાત્રી થઇ કે ‘ બહુ રત્ન વસુંધરા’ શેરને માથે સવાશેર છેજ દુનીયામાં અભીમાન કરનારા જખ મારે છે.

**સરધર**—આજની તમારી વૃતીતો કાંઈક ઓરજ જણાય છે

**કળાસુરી**—હા, વખત માણસની બુદ્ધિને ચાહે તેવો રંગ ચડાવવા સમરથ છે, તો હું પણ પંચતત્વનું પુતળુંજ છઉં તેથી મારીપર એનો અમલ કેમ ન હોય

**સરધર**—આજ એ વળી કાંઇક નવું જાણવાનું મળ્યું, પણ તમે રાત્રીના ખીણમાં ગયા પછી મને ન મળતાં બારોબાર રાજય મહેલમાં આવ્યાં અને ત્યાંથી કંઇ જાણવા જેવું મળ્યું કે નહીં તે બાબતની કાંઈ વાત તો તમે હજુ સુધી કહી નથી, કદાચ આ ભેદ તે વખતનોજ હોય નહીં

**કળાશુરી**—એમજ છે, અને એ વીષે હું તમારી પાસે પછીથી ખુલાસો કરીશ.એટલામાં બહારથી ઘંટનો નાદ સંભળાયો કળાસુરી એ પણ ઉભી થઇ ઘંટની દોરી ખેંચી કે તુરત એક દુત આવીને ઉભો રહયો અને નમીને બોલ્યો.

**દુત**—ખમા અનદાતા ! રાજય અધીષ્ટાત્રી ! એક માણુસ દેવડીપર આવેલ છે અને તેણે આપને સંદેશો કહાવેલ છે.

**કળાસુરી**—બોલ શું કહયું છે.

**દુત** તેણે ફકત એટલાજ શબ્દો કહયા છે કે મધ્યરાત્રી વાળો મહેમાન આમંત્રણથી આવેલ છે તે માટે શું આજ્ઞા.

**કળાસુરી**—તેને અહીં માન સહીત તેડીલાવ.

**સરધર**--કળાસુરી ! આ શું રણવાસમાં કોઈ અજાણ્યા માણુસને દાખલ કરવો,

**કળાસુરી**—એ નીયમ હુ સારી રીતે સમજું છું, મારીપર વીશ્વાસ હોય તો એવી દરેક બાબતમાં સદાને માટે બે ફીકર રહેવું.

**સરધર**—તમારૂં અપમાન કરવા જેવી દુરબુધ્ધિથી મેં એ સવાલ નથી કર્યો, અને એ માટે હું માફી માગું છું.મારો સવાલતો ફકત એ કુતુહુલ જાણવા માટેજ હતો. આ છેલા શબ્દો હજી તો સરધરના મહોડામાં છે, એટલામાં શ્યામ અંદર દાખલ થયો તેની ચંચળ દષ્ટીએ દ્વારમાંથી સર્વ ગોઠવણુ નીરખી લીધી અને તે બાબતનો વીચાર કરી લીધો.કળાસુરીએ શ્યામને દ્વારપર જોતાંજ આવકાર આપ્યો અને તે પછી ધીમે પગલે અને અમીરી ઢબે પગલા ભરતો પાંસે આવ્યો. આ તેની ચાલવાની ઢપથી શૌ કોઇ એમજ જાણે કે તે ઉંચ ખાનદાનનો અને અનેક રાજય દરબારમાં માન પામેલા ઓધાનો ભોગવેલો ખરેખર અમીરજ છે. પરંતુ શ્યામની આ ધીમી ચાલમાં તો કાંઇક જુદોજ ભેદ હતો તેમ

એક ઘાથી બે તીર મારવાની તેની બુધિપુર્વક આ રીતી હતી. તેણે આવી ધીમી ચાલથી પોતાની દષ્ટી નીચે છતાં બેઠેલા માણસોના મુખપરના ભાવ તપાસતો હતો, તે દરેક પગલે કાંઇ નવુંજ જાણી લેતો, તેથી જયારે તે બરોબર કળાસુરીના આસન પાંસે આવી પહોંચ્યો, એટલા વખતમાં તે જે સ્થળે આવ્યો, ત્યાં પાઠ ભજાવવાનો પુરો અભ્યાસ કરી લીધો. કળાસુરીએ તેને માન સહીત એક ખુરશીપર બેસવાની સુચના કરી, પરંતુ રાજયરીતીને જાણનાર શ્યામ એવી ઉન્મતાઈનો ભોગ કેમ થાય, તેથી તેણે માન સહીત પ્રત્યુતર આપ્યો કે, ' મારી યોગ્યતા કરતાં વધારે હક હું જાળવી શકવા અશક્ત છું

**કળાશુરી**—આ સમયે મારી પ્રીતીની લાગણી તમોને આસન આપે છે, રાજયાંભીમાનથી ઘેરાયેલા સત્તાધીશ તરીકે ન સમજવું, કારણ જો તમારે માટે રાજયભીમાન કાયમ રાખ્યું હોત તો જાણો છો કે આ રણવાસ છે.

**શ્યામ**—ઉત્તમ પાત્ર કેટલાક રાજય પ્રસંગે રણવાસમાં દાખલ થઇ શકે તે કાંઇ વીષેષ નથી, પરંતુ મુગટધારી દેવઅંશ સામે બરોબર આસન લેવા મારૂં મન કદી પણ કબુલ કરે નહીં આ બનેની ખેંચતાણ ભરેલી વાતનો આ પહેલો પ્રસગ જોઇ સરધર અજબ થયો, કારણ કળાસુરીનો એકજ સવાલ ચાહે તેવા બુધ્ધીવાનને પણ ચુપ રાખવા બસ હતો, પરંતુ આ તો દરેક સવાલ જવાબ કળાસુરીને પાછળ રાખતો જાય છે એવો આ ચમત્કારી પુરૂષ કોણ હશે.

**કળાશુરી**—સરધર તમારા મુખથી એને આસન લેવા આજ્ઞા આપો.

**સરધર**—એ વળી શું હું પોતે પણ તમારી આજ્ઞાને અનુસરનારોછું તો તમારાથી મારી આજ્ઞાનું વજન વધારે શી શી રીતે અંકાય.

**કળાશુરી**—અજમાયેશ તો કરી જુઓ તેમાં તમોને કાંઈ અડચણ છે.

**સરધર**—એમાં મારે શું, હું તો આ પુરૂષની બોલવાની છટાથીજ તેનાપર મોહીત થયો છું, ખરેખર આવા માણસની સંગત આ સંસારમાં સુખરૂપજ નીવડે, એવો નીશ્ચય મારૂં હૃદય મને દરશાવે છે, સુજ્ઞ પુરૂષ જો કે હું તમોને ઓલખતો નથી તોપણ અમારા આ માનનીય કલાસુરીની ઇચ્છા એજ મારી ઇચ્છા છે, અને તેથી પણ વીશેષ હવે પછી મારા અને તમારા મેલાપ વખતે તો મારૂં એજ અનુકરણ થશે, એવો મારો નીશ્ચય થઈ ચુકયો છે.

**શ્યામ**—એ આપની આજ્ઞા જો કે રાજ્યમાન વીરૂદ્ધ છે તોપણ ચાહે તેવી અકૃત્ય હોય તોપણ મુગટધારીની દરેક આજ્ઞા માનવા બંધાયેલા છે. તે પછી નમન કરી તે ખુરશાપર બેઠો.

આટલી વાતચીતના પ્રસંગમાં શ્યામે તો અહીં બેઠેલા દરેક પાત્રોના હૃદય વાંચી લીધા. તે ઘણીજ નમ્રતાથી ખુરશીપર બેઠો, અને પછી બોલ્યો કે, 'રાજ્યઅધીષ્ટાત્રી ! રાત્રીનો મારો કોલ મેં પાળ્યો છે, પછી તેથી ચાહે તેવું ભયંકર પરીણામ આવે.'

કળાસુરી હસીને તેની સામે જોવા લાગી, પરંતુ કાંઇપણ જવાબ વાળ્યો નહીં.

શ્યામ તો જાણે તેના બધા વીચાર સમજતો હોય તેમ બેધડકજ હતો. જેથી થોડી સ્થીરતાથી બોલ્યો. ‘ આપણા મનનોવીચાર હું સમજ્યો.એ માટે હવે આજ્ઞા આપો,અગર બીજી કાંઈ યુકિત સીદ્ધ કરી શકો તો તે માટે હું વખત પણ આપીશ કારણ કે આ શ્યામ એક વખત જે રસ્તે ચાલવા નીકળે છે, તે રસ્તાના સર્વ બનાવોનું પરીણામ અગાઉથીજ જાણે છે. અને ઈશ્વરની મારીપર કૃપા હોવાથી એ સો ટકા મારી એ અટકળ પુર્ણ ફતેહમંદ થાય છે.

**કળાસુરી**—ત્યારે તો એ આપની અટકળ મારે આજ જુઠી પાડવી પડશે.

**શ્યામ**—એ માટે પુરતા વીચારની જરૂર છે. મુખપર ચડેલું સર્વ બોલી જવાથી કાંઇ સાર્થક નથી થતું.

**કળાસુરી**—ચતુર પુરૂષ ગભરાઓ નહીં. કળાસુરી એટલી બધી નીચ નથી કે, વીશ્વાસઘાતી થઈ ખોળામાં સોંપેલું માથુ કાપી નાખે.

**શ્યામ**—એ બાબત દરેક નીચ માણસોના મેલાપ વખતે પણ શ્યામ સદા બેફીકરજ છે.

**કળાસુરી**—એ તો કાંઇક વધારે પડતા અભીમાન સુચક શબ્દો છે.

**શ્યામ**—સામા પાત્રને યોગ્ય હોય તેવા સખત શસ્ત્રો વાપરવામાં પણ પાપાચરણ નથી થતું.

**કુળાસુરી**—હજુ શું તમોને મારીપર વીશ્વાસ નથી કે આમ મારી હલકી ગણુના કરો છો.

**શ્યામ**—બીલકુલ નહીં, અને એવો હું પણ નીચ નથી કે, કોઈની હલકાઇ હોય તોપણ બહાર પાડવી. એ તો ફકત તમારા સવાલ જવાબને અનુસારે સાંકળથી બંધાયેલા સાધારણ દૃષ્ટાંતી વાકયો છે.

**કુળાસુરી**—હવે ત્યારે તમારે મારી એક વાત ધ્યાન દઇને સાંભળવી જોઇએ.

**શ્યામ**—ઘણી ખુશીથી.

**કુળાસુરી**—હું આ રાજયની અત્યારે અધીષ્ટાતા છું, એ તો તમો કબુલજ કરશો ત્યારે જે સત્તા હું ભોગવું છું તે સત્તાને આધારે અત્યારે તમારી ખરી ઓળખાણ માગું તો કદી ન્યાય વીરૂધ્ધ તો નહીંજ ગણાય.

**શ્યામ**—મારી ઓળખાણ જુદે જુદે ઠેકાણે જુદા જુદા નામથી અને કામથી જુદા જુદા સ્વરૂપમાં છે મારી અસલ તો ફકત મારા માવીત્ર અને મારો અનદાતા માલીક સીવાય કોઇ હજુ સુધી તો જાણતું નથી, અને હવે પછી તો જેવી ઈશ્વરની મરજી, તમારે અત્યારે મારી કેવા પ્રકારની ઓળખાણ જોઇએ છે.

**કુળાશુરી**—ગઈ રાત્રીની.

**શ્યામ**—એનો જવાબ તમોને થોડા વખતમાં આપોઆપ મળશે.

એ બોલ હજુ તો તેના મુખમાં છે એટલામાં બહાર ઘંટ વાગ્યો અને કળાસુરીએ સામો પ્રતીઉત્તર આપતાં દુત અંદર દાખલ થયો. તે જોઈ શ્યામ બોલ્યો, 'લયો કળાસુરી આ મારી ઓળખાણ આપનારો જવાબ મારી વતી આ દુતજ કહેશે.' આથી તે ત્રણે જણા ચોંકી ઉઠયા. અને આ વીચીત્ર પુરૂષન. આવા વીચીત્ર જવાબથી આશ્ચર્યમાં ડુબી ગયા.

પેલા દુત પાંસે આવી નમન કરીને બોલ્યો, રાજ્યવીરૂદ્ધ રાજવંશી કેદખાનામાંથી ચંદ્રશેખર રાજા અને તેનો જાસુસ ચકોર બને નાસી જવા પામ્યા છે. તેને નસાડનાર એક લેખ ત્યાં છોડી ગયો છે, તે આ લયો. કળાસુરી એકદમ ક્રોધીત થઇ પેલો લેખ દુતના હાથમાંથી ઝુંટવી લીધો, અને મનમાંજ વાંચી ગઇ. તે લેખ વાંચતા વાંચતા તેના મુખપર અનેક ફેરફાર થઇ ગયા. તેની જે મુખાકૃતી એકદમ ક્રોધી બની ગઈ હતી તે શાંત થતે થતે એ લેખ પુરો થતાં તદન હસતું મુખ થઈ ગયું. એ લેખ હાથમાંજ પકડી કળાસુરી શ્યામના સામે જોઈ સહેજ હસી. શ્યામે પણ હસીને જે જવાબ આપ્યો. 'કેમ રાત્રીની મારી ઓળખાણ મળી'

**કળાશુરી**—ચતુર પુરૂષ તમો એ બાબતમાં ફતેહ પામ્યા છો, તો હવે અત્યારની તમારી ઓળખાણ આપો.

**શ્યામ**—અત્યારે હું રાજયમુગટધારી સરધરનો વફાદાર ગુલામ છું. મારૂં નામ સ્યામ, અને સરધરના ગુપ્ત રક્ષણ અર્થે રાજયયોગી નામના રાજન સરધરના માગધ દેશના રાજ્યની લગામ સંભાળનારના હુકમથી તમારા અખંડ દર્શન મળે એવા સ્થાનકે કાયમ રહું છું.

સરધર આ સાંભળી એકદમ હર્ષ અને આશ્ચર્યથી ઉછળી પડયો. અને બહુ હર્ષના આવેશથી કંઠમાંથી ઘોઘરા સુરે બોલી શકયો. ' શાબાસ શાબાસ, રાજયયોગીએ તમારા જેવા રાજયના સ્તંભ ગોઠવી મારા રાજયને અચળ મીનારા રૂપ બનાવ્યું છે. તમારા જેવો દીવ્ય પુરૂષ તો ખરેખર રાજયસતાના અધીષ્ટા થવાને લાયક છો. જો કે હજુસુધી તમારા અને કળાસુરીની વચેના પ્રસંગો હું જાણુતો નથી. તેમ અત્યારેની તમારી ભેદીક ચર્ચા બાબત પણ હજુ કાંઈ સમજયો નથી. તોપણ જે કાંઇ જોયું અને જેટલું અનુભવ્યું તેપરથી ઉપરના મારા સઘળા ઉદગાર અભંગ છે.

**કળાશુરી**—સરધર તમે તમારા વીચારમાં બરોબર છો.

**શ્યામ**—રાજય અધીષ્ટાત્રી આપ પણ મારા રાજાના વખાણમા મળી ગયા, પરંતુ આપના હાથમાંનો લેખ ખુલો થયા પછી મારે માટે બંધાયેલા વીચાર ઉલટી દીશામાં વળશે.

**સરધર**—કળાસુરી એ લેખ બાબત જો કાંઈ તમોને હરકત ન હોય તો મારી ઉત્કંઠા પુર્ણ કરશો.

**કળાશુરી**—હવે તો બધું થઈ ચુકયું. આપનાં વફાદાર સેવક કે જે મહાશકિતવાન મહાપુરૂષોમાંના એક છે, તેના ઉત્તમ કાર્યના ખુલાસારૂપ આ લેખ છે. લયો વાંચો.

સરધર એ લેખ હાથમાં લઇ, મોટેથી વાંચવા લાગ્યો.

'ફકત ન્યાયને મદદ કરવા, સરધર રાજાના ઉંચ ખાનદાની રાજયવંશને અન્યાયી અને જુલમગારના કલંકથી બચાવવા આ કાર્ય કરનાર હું છું.'

લી૦

રાજયમહેલના જુના ખંડીયેરવાળો

રાત્રીનો '**ભુત.**'

કાગળ હાથમાં રાખી સરધર બોલ્યો કે, 'સઘળું સાફ સમજાઈ ગયું. કળાસુરી હવેજ હું સમજ્યો કે, ગઈ રાત્રે તમો મારી ખબર લીધા વગર મહેલમાં શામાટે સરી આવ્યા.' એ વખતે જે રસાકસીનો ખેલ ભજવાયો હશે તે જોવા માટે હું અભાગી રહેયો. તો હવે તે નાટકની ગંમતનું વર્ણન કરી આનંદ આપશો તોપણ સંતોષ માનીશ.

**કળાશુરી**—એ વાત કોઈ બીજે વખતે કરીશ.

**શ્યામ**—શામાટે! તમારા ભાગનું કાંઇ જરૂરી કામ હશે તે હું બજાવીશ. તમારીપરનો રાજયભાર ઉંચકવામાં હવેથી હું મદદગાર છું, તો હવે શાંતીથી વાર્તાનંદ કરો.

**સરધર**—હા કળાસુરી ! હવે તમારે વધારે ચીંતા ન રાખવી. તેમ અત્યારે આપણે કોઈ એવો જરૂરી કાર્ય પ્રસંગ પણ નથી. તો હમણા એ વાત કરવામાં શું હરકત છે. વળી એ નવીન નાટકની અજબ રમતનો ખ્યાલ સાંભળવા મારી જીજ્ઞાસા વધતીજ જાય છે.

**કળાશુરી**—કપટકળાના સ્વામીના નામધારી સુંદર શ્યામ તમો તમારી કળા અહીં ચલાવો છો.

**શ્યામ**—રાજેંદ્ર ! હજુ આપ કાંઈ ન સમજ્યા.

**સરધર**—બીલકુલ નહીં, તમો બંને અજબ પુતળાં છો, તો તમારો ભેદીક ખેલ કયા પ્રકારનો હશે તેમાં મારી અકલ કામ કરતી નથી. પરંતુ એટલું તો સાફ જણાય છે કે, કળાસુરી આ વાત ખુલી કરવા માટે નારાજ છે, તો શ્યામ તમોજ એ મારી ઈચ્છા પુરી પાડશો.

**શ્યામ**—રાજાધીરાજ ! એ તો અયોગ્ય હુકમ થયો. કોઈ પોતાના મુખથી પોતાની હલકાઈ વર્ણવે.

**સરધર**—ત્યારે શું આ કેદીઓને નસાડવા જેવું બીજુ કાઇ ભયંકર અને રાજયદ્રોહી કૃત્ય કર્યું છે.

**શ્યામ**—મારી બુધ્ધિમાં રાજ્યદ્રોહ તો શું પણ બારીક જંતુની પણ લાગણી દુઃખાય એવા કાર્યથી હું સદા દુર છું.

**કળાશુરી**—સરધર ! તમારી શંકા વધતી જાય છે અને તેનું કારણ આ શ્યામની, શ્યામ કળા છે, એક વસ્તુને તદન બીજાજ રૂપમાં સમજાવનાર આ ખરેખર શ્યામજ છે.

**શ્યામ**—જ્યારે તમો બંધુ મારીપર ઢોળી નાખો છો, ત્યારે મારીપરના શંકાયુકત ગુન્હાથી મારે મુકત થવુંજ જોઈએ.

**સરધર**—અલબત ! ત્યારે હવે એ વાતને વધારે રૂપક ન આપતાં જલદી કહો જાઓ.

**શ્યામ**—કોઇ ગુન્હેગાર પોતાને મ્હોડે કહેશે કે હું નીચ છું.

**સરધર**—એટલે.

**શ્યામ**—પોતાની વખાણુ અને હલકાઈ કોઇ પોતાને મ્હોડે કહેતાં કાંઇકે સમજુ માણસને કાંઇ અસર ન થાય ? થાયજ ! તેમ મારો રાત્રીનો પ્રસંગ ખરેખર એક ભયંકર ગુન્હેગારનું રૂપ તદન ખડું કરે છે, જોકે સૌ પોને પોતાનું કરેલુ કાર્ય ઉત્તમ અને દોષ રહીત માને છે, તો પછી કદાચ હુ એવીજ ભુલથી ન્યાયનો ગુન્હેગાર હુઇશ તો તે માટે મારે હાથેથીજ મારૂં બંધન તયાર કરવું.

**કળાશુરી**—લ્યો એ તો કૃષ્ણકળાથી છટકયો. સરધર ! હવે પકડો જોઉં, તમારી રાજય તેજની શકિત કેટલી પ્રબળ છે

**સરધર**—તમો બને અમોને કીલાવો છો. હું જે લાગણીથા તમારી સાથે વરતન રાખું છું તેથી વીરૂધ્ધ ભાવ ઉત્પન્ન કરનાર આ મને ધકેલે ચડાવવાની તમારી નીતી મને અણગમો ઉત્પન્ન કરે છે.

**કળાશુરી**--શ્યામ ! હદ થઈ ! તમારી હદ ઉપરાંત ચાલા કીથી રાજય તેજધારી સરધરને માઠું લાગ્યુ, અને રાજમદ

રૂપી નાગ જો કદી છંછેડાયો તો તેનું ઝેર સહુન કરવું વીષમ થઈ પડશે. શ્યામ! શ્યામ! આ તમારી ચતુરાઇનું પરીણામ શું આવશે?

**શ્યામ**--હાહાહા! કરતો હસવા લાગ્યો. તેથી કળાસુરી તો તદન ખસીયાણી પડી ગઇ, અને આ તેની ઉધ્ધત ચાલથી સરધરને પણ ખોટું લાગ્યું, જેથી સરધરની આંખમાં રાજયમદ રૂપીકાળી નાગે ફેણ ચડાવી તેની આંખમાં સહેજ લાલપ તરી આવી. આ પ્રસંગ જોતાં કળાસુરી ગભરાઇ ગઈ. તેને કાંઇ પણ સુઝ ન પડવાથી ઉંચીનીચી અને અકડ વકડ થવા લાગી. પરંતુ આ પ્રસંગે શ્યામ તો હતો તેજ શાંતીમાં આનંદી મુખડે બેસી રહયો. શ્યામના મુખપર કાંઇપણ વીકાર ન જોવાથી અને તેની હસતી મુદ્રાથી સરધર એકદમ છેડાયો. આ છેલી પળ સુધી શ્યામે ધીરજ ધારી. આ તેની ધીરજ કેટલી બધી ભયંકર અને હદ વીનાની હતી. હવે ખરો અને અંતનો પ્રસંગ જોઇ તેણે એક ચતુરાઇના નાટકનો એક પાઠ ભજવી બતાવ્યો. તેણે રાત્રીના વીલક્ષણ પાંસેથી કલાસુરી પર જે જાદુનો પ્રયોગ અજ માવ્યો હતો તેની ચોકસ તાલીમ લીધી હતી. એ પ્રયોગ તેણે રાત્રીનાજ સીદ્ધ કર્યો હતો, તેમ અત્યારે કલાસુરીને પણ એવો કાંઇ પણ ખ્યાલ નહોતો અને તેતો એમજ માનતી હતી કે, આ શ્યામ કાંઇ જાદુ વીઘા જાણતોજ નથી. રાત્રીના પ્રસંગે કલાસુરીને ખાત્રી થઇ હતી કે મારીપર આ સત્તા ચલાવનાર કલાધરનો કોઈ મારાથી વધારે જાદુ વીઘામાં બલવાન દુત છે, જેથી તે શ્યામ બાબત બીલકુલ નીશ્ચીંત હોય તેમાં શી નવાઇ? શ્યામે પણ આ પ્રસંગને અનુકુલ કાંઈ પણ ભેદ ન જાણવા દેવા માટે ચોકસાઈ

રાખી હતી, જેથી આ પ્રસંગે તે પોતાનો પાઠ ભજવવામાં પાર ઉતર્યો. શ્યામે ઉભા થયા અગાઉ તે રાત્રીએ કલાસુરીપર અજમાવેલા જાદુઇ પ્રયોગની ચેષ્ટા ગોઠવી રાખી હતી અને તેનો છેલ્લો ઘાવ ઉભા થતાંજ કર્યો કે તેનું શું પરીણામ આવ્યું ? તે જોતાજ સરધર અને અલક મંજરી બને એકદમ ખડખડાટ હસી પડયા. સરધરનો ક્રોધ તો કયાંય ઉડી ગયો. પણ આ રીતી પોતાને અછાજતી થઇ જવાથી તે ગંભીર બની ગયો, અને ફૂરીથી ક્રોધ ધારણ કરી, શ્યામ તરફ જોઈ ભભકયો કે, 'નીચ ! કમબખ્ત ! આ અમારે વડીલ સમાન છે, તેનાપર આવો બેશરમ હુમલો !'

**શ્યામ**—રાજેંદ્ર ! દયા કરો ! શાંતી રાખો ! તમારે રાત્રીનો ભજવાયેલો ખેલ જોવાની ઉત્કંઠા હતી, તે ખેલ ખરા સ્વરૂપમાં ભજવાતા જે પરીણામ આવશે તેમાટે મેં પ્રથમજ વીનવણી કરી હતી.

**સરધર**—શું રાત્રીએ તેં એક સ્ત્રીપર આવો કહેર વરતાવ્યો હતો ?

**શ્યામ**—જુઠું બોલવાથી મને શું ફાયદો થનાર હતો ? મહારાજ આપ જાણો છો કે આ વીચીત્ર કળાઓથી ભરેલી પુતળી જાદુ જેવી અદભુત બળવાન વીદ્યાઓની શકિતવાળી સામે હું એક રાજયનો ગુલામ સાધારણ માણુસ શી રીતે ફાવી શકું ? તેમ એ કાર્યમાં મારી કાંઇ બુરી ઇચ્છા અથવા તો તેને અપમાન આપવાનો વીચાર નહોતો. એ પ્રયોગ તો ફકત મારા બચાવ અર્થે અને તેઓના મગજમાં ભરાયેલા

અભીમાની ભુતને નસાડવા અર્થે કર્યો હતો, કારણ આગળ ઉપર એ અભીમાનને કદાચ આપણે ભોગ ન આપવો પડે. અભી માનનું સ્વરૂપ નાગ જેવું છે. તો નાગને હમેશ દુધ પાતાં પણ કોઈ વખત છેડાય તો તેની સહેજ ધમકી રૂપ શીક્ષા આપણો નાશ કરવા સમર્થ થાય છે. તો એવા વીષમ નાગનો વાસ મહારાજા સરધરની રાજ્યસત્તાની અધીષ્ટાના હૃદયમાંથી કહાડી મુકવાની મારી ફરજ હતી, અને તે માટે આ સરલ પ્રયોગ કે જે તેનુંજ સબળ હથીયાર જાદુ છે, તે તેનાજ હથીયારથી તેનું અને તેના પ્રસંગમાં આવનાર સર્વ પ્રાણીમાત્રનું હીત કર્યું છે. બીજી તરફ જોતાં હું આ રાજયના હીત અર્થે એક ઉપયોગી પ્રસંગમાં રાત્રે રોકાયેલો હતો, તો તે પ્રસંગે મારી એ વખતી સ્થીતીમાં કદાચ એ મારીપર ફાવી જાત તો મારી અત્યારની દશા કેટલી ભયંકર હોત, અથવા તો મારી કુનેહથી મારા બચાવ અર્થે કાંઇ જોખમ ભરેલો બચાવ કરતાં તે તેની અદભુત શકિત મારીપર અજમાવત તો હું આ દુનીયાપર અત્યારે હૈયાત નજ હોત. આટલું કહી તે અદબથી ચુપ ઉભો રહયો.

કળાસુરી પાછી ટટાર થઇ આસનપર નીચે મહોડે બેઠી હતી, તે તરફ જોઇ સરધર બોલ્યો કે, 'કળાસુરી! આ માટે તમારો શું અભીપ્રાય છે. આ માણસને ગમે તમ ઈનસાફ આપવા તમો મુખત્યાર છો.'

**કળાશુરી**—સરધર! એણે કાંઇપણ દોષીત કાર્ય કર્યું નથી. એ ખરેખર અદભુત ચમત્કારી આત્મા છે. જો કે મારે એને શીક્ષા કરવી હોત, મને તેનાપર સહેજ પણ ક્રોધ ઉત્પન્ન થયો હોત

તો હું તેને શીક્ષા આપવા સમર્થ હતી, પરંતુ તેના દરેક કાર્ય વાજબી છે. વળી તે તમારો ખરેખર વફાદાર અને સમયે તેનું માથું તમારે માટેજ ઉપયોગી થશે. વળી રાજા ચંદ્રશેખરને કેદખાનામાંથી નસાડવા બાબત તેણે દરશાવેલા વીચાર તદન સાચા છે. મારીપર જે કાંઈ ગુજરી, તે એક બાજીમાં મારી બુદ્ધિની હારથી યોગ્યજ હતું. મારી શકિતથી બચવા તેણે તેનો બચાવ કરવાનો હક હતો.

**સરધર**—બની ગયેલી બાબત તે વખતે ઉપયોગી હતી, પરંતુ અત્યારનું આ તેનું વર્તન શું ગુન્હારૂપ નથી.

**કળાશુરી**—અત્યારના આ પ્રસંગમાં જો ન્યાયથી જોઈએ તો સરધર તમોજ ગુન્હેગાર છો. તમારી હઠ અને અમારાપર અવીશ્વાસ રાખી ક્રોધ ઉત્પન્ન કરવાની તમારી વર્તણુકથી મારી નાહકની બહીકનું આ પરીણામ છે. આ વાત ઉડાવવા તેણે અથાગ પરીશ્રમ કર્યો હતો, છતાં મારામાં રહેલા થોડાક મદને લીધે શરમને આધીન થઇ, તેનું આ પરીણામ છે. જો મેં મારા મુખથી એ પ્રસંગ વર્ણવ્યો હોત તો આ કાર્ય કરવાની તેને જરૂર નહોતી, પરંતુ પોતાની કનીષ્ટ હલકાઈનું વર્ણન કરતાં મારે બહુ મુશકેલી અનુભવવી પડત. વળી તે પણ જો આવું હલકું વર્ણન શી રીતે મુખથી વરણવી શકત. તો આ જે યોગ તેણે મેળવ્યો છે તેથી એક તીરથી ત્રણ નીશાન સાધ્યા છે. હવે એ ખ્યાલ છોડી આપણે બીજી ઉપયોગી વાત કરવાની જરૂર છે. શ્યામ તમે ન ગભરાઓ. તમારીપર હું ખરા દીલથી આફ્રીન છું. તમારી

વીજયવંત ચતુરાઇ જોતાં તમારીપરની ઈશ્વરની કૃપા ભરપુર છે, તો જે પ્રભુને પ્રીય તે સર્વને પ્રીય હોયજ. વળી તમારામાં ઉપરના ગુણ કરતાં એક અદભુત ગુણ મને અજબ કરી નાખે છે તે તમારી હીંમત કટાકટીને પ્રસંગે દ્રઢ રહે છે. એ અદભુત શકિત મને છક કરી નાખે છે. આટલા પ્રસંગો ઉપરાસાપરી બન્યા છતાં તમારા મુખપરથી એક પણ ભાવ હું જાણી શકી નહીં, એ કેટલી અગાધ ચમત્કૃતીની શકિત.

**શ્યામ**—કળાસુરી ! આપના આ શબ્દો મારા મુખ આગળ સાંભળવા મને અણગમો ઉત્પન્ન કરે છે તો—

**કુળાશુરી**—બસ બસ ! એ તમારી ઉત્તમ વૃતી સમજાઈ ગઈ, કારણ પ્રસંગે જેટલું ઉપયોગી હોય તેટલું બોલવુજ જોઈએ. હવે તમારી એક બાબતમાં આ રાજ્યને સલાહની જરૂરછે.

**સરધર**—શું વળી કાંઇ નવીન નાટક ઉઠાવ્યો.

**કુળાશુરી**—તમે શું અમને નાટક કરનારાજ ગણી લીધા શું

**સરધર**—તમો બને સરખે સરખા મળ્યા છો તો વળી કેવા નવા રંગ જમાવશો તે હું શું જાણું.

**કુલાશુરી**—ખરેખર થયું તો તેમજ. પરંતુ હવે વખત ઘણો ગયો છે તો કામ પ્રસંગની વાત કરીયે.

**સરધર**—તે આગાઉ રાજા ચંદ્રશેખર નાસી ગયો તે બાબત કાંઇક વીચાર કરવાની જરૂર છે.

**કલાશુરી**—તમે ઉતાવળ ન કરી હોત તો તમારા હૃદયના વીચારજ તમારી પાંસે રજુ થાત. પણ ઠીક, એ મત મળવાથી હવે એ બાબત વધારે રસીક થશે.

**શ્યામ**—મહારાજ! તમોને મારો વીષેષ અનુભવ નથી, તેથી મારે એક વીનંતી રજુ કરવી છે, તે અયોગ્ય જણાય તો તેથી જે કાંઈ વખતનો ગેરઉપયોગ થાય તે માટે ક્ષમા ચાહું છું. મારી ચાલ ચલણ, મારો સ્વભાવ, અને મારી નીતી એ સર્વ સાફ અને સાચું પણ ખુલ્લું બોલવાની ટેવને આધીન છે, જેથી કોઈ પ્રસંગ અનુસાર વીરૂદ્ધ મત અગર અશકય વીચારો અગર ન માની શકાય તેવી વીચીત્ર કલ્પના રજુ થાય તો તેમાટે ધીરજ અને શાંત સ્વભાવ રાખવાની મારી માગણી છે. કારણ ઉતાવળથી બાંધેલા વીચારો અંતે પશ્ચાતાપ ઉત્પન્ન કરે તે પહેલાં તો તેનો ગેરલાભ મારા જેવા રંક કીંકરને સહન કરવો પડે. એ માટે મારા કાંઈપણ અનુકરણ માટે પુરતા વખત સુધો વીચાર કરી બુધ્ધના ઉંડાણમાં તેનું માપ કરી, પછીથીજ મારી સર્વ બાબત માટે ઈનસાફ મળવો જોઇએ. કદાચ મારી માગણી હદની પાર જણાય તો હું આપની વાર્તા સંગમમાં આવવા ઇચ્છતો નથી, અને તે માટે મારીપર અકૃપા થવા રૂપ અન્યાય ન થવો જોઈએ.

**કળાશુરી**—તમારે માટે મને જે સંતોષ છે તેનુ માપ તમે હજુ ન જાણ્યું માટે મને આશ્ચર્ય લાગે છે.

**શ્યામ**—પરંતુ જે વખતે રાજ્યતેજવાળી મુખ મુદ્રાપર સીંહ સમાન શૌર્યવાળી આંખોમાં લાલી જોઈ હતી તે વખતે તમારી સલાહ કેવી વીચીત્ર હતી, તં કાંઇ યાદ છે.

**સરધર**—નહીં નહીં શ્યામ, તને હું મારા મીત્ર તરીકે ગણું છું, અને સમાન મીત્રો અંદરખાને જેટલી છુટ લીયે છે તેથી પણ વીશેષ એટલે ચાહે તેવું શંકાયુકત કાર્ય તારે હાથે થતું દેખતાં છતાં પણ તે વખતે તારે માટે કાંઈપણ વીચાર ન બાંધવા માટે હું વચનથી બંધાઉં છું, અને તેની ખાત્રી માટે તારી પ્રથમ ઓળખાણ વખતના બોલ યાદ કર અને હજુપણ કહું છું કે, તું એક સાધારણ જાસુસ કરતાં કોઈ વધારે શકિતવાન ઉત્તમ ખાનદાનીનું ફરજંદ છે.

**શ્યામ**—આપની આ હદ ઉપરાંત કૃપામાટે હું મારૂં સર્વસ્વ આપણા ચર્ણમાં સોંપું છું, અને આપના હીત અર્થે મારો પ્રાણ એક કોડીની કીંમતનો ગણી આપનું લુણ હલાલ કરીશ.

**સરધર**—મારી ઉત્તમ સ્થીતી દાતા એ દયાળું પ્રભુની કૃપા આ ઉત્તમમાં ઉત્તમ બક્ષીસ માટે એ પરમ કૃપાળુની વીનવણી કરવા કદીપણ ભુલીશ નહીં.

**શ્યામ**—બસ હું હવે નીશ્ચીંત છઉં. કળાસુરી આપની ઇચ્છારૂપ આજ્ઞા જાહેર કરો, અને જુઓ કે, એના પરીણામમાં ઇશ્વર કૃપાના વીજયવંતને કેવો વીજય અપાવે છે.

**કળાસુરી**—જ્યારે દશા ચડતી થાય છે, ત્યારે ભરેલામાં પણ ભરતી થાય છે. આ પ્રસંગ માટે સરધરને હું મુબારકબાદી આપું છું. હવે મારી ઇચ્છા એજ છે કે, અનલરાયને ત્યાં આ રાજ્યવંશને કલંકીત કરનાર જે કાગળ છે તે મેળવવા શું પ્રયત્ન કરવો.

**સરધર**—કળાસુરી એ લેખ એટલો બધો શું ભયંકર છે.

**કળાસુરી**—એ એક બાળખેલ છે, અને ઘણે ભાગે તમે તે બાબત જાણુતા હશો.

**સરધર**—હવે એ બાબત વધારે ચકચાર કરતાં વળી શ્યામની માગણી મુજબ નીતીનો અનાદર થાય, તે માટે વધારે પુછપરછ કરવી બંધ રાખું છું.

**કળાસુરી**—એ ઠીક, તમારા હાથમાં હથીયાર આવી ગયું, પરંતુ રાજને આ ગંભીર વીષયમાં ખરેખર ધ્યાન આપવાની જરૂર છે.

**સરધર**—પણ સમજયાવીના હું ખાલી બકબકાટ કર્યા કરૂં.

આ ચરચા વખતે અલકમંજરી આરામથી બધો ખેલ જોતી હતી. તે વચે પુરાણી અને બોલી 'રાજેશ્વર! કળાસુરીનો પ્રપંચ એ આ પ્રસંગમાં સપડાયેલા અનેક પાત્રોને નુકશાની કારણ છે'

**સરધર**—અલક ત્યારે તમો પણ એ વીષ્યમાં જાણીતા લાગો છો. હવે તમોને પણ રાજયખટપટના અભ્યાસનો શોખ લાગ્યો જણાય છે.

**અલક**—એ તો સહેજે બાવા સીતારામ! પરાણે આવી પડેલો ભાર કાંઇ ઉપાડયા વીના છુટકો છે.

**કળાસુરી**—અલક! તારે એ બાબતમાં કાંઇ ચીંતા કરવા જેવું નથી.

**અલક**—પણ મારે નામેજ આ સર્વ ચડે છે કે નહીં ?

**સરધર**—ત્યારે શું તમે એ બાબતમાં કોઈના પ્રપંચ ના ભોગ થઇ પડયા છો.

**અલક**—એ તો મેં પહેલુંજ કહ્યું કે, 'કળાસુરીનો પ્રપંચ' એ કાર્યથી અનેક જીવાત્માઓ દુઃખમાં સપડાયા છે.

**કળાસુરી**—તને મેં દુઃખમાં નાખી છે એમ કે ?

**અલક**—હં ! હં ! એમ ક્રોધે ન ભરાઓ. ભલે કદાચ તમે પરમાર્થ વૃતી અગર પ્રેમથી આ કાર્ય સીધ્ધ કર્યુ હશે, તોપણ અત્યારે જે આ પ્રસંગ આવી પડયો છે, તે તમારી ઉત્તમ શકિત નેજ આભારી થાય છે.

**શ્યામ**—કળાસુરી ! જુઓ ! આ સર્વ ભેદ હુ સમજી ગયો. આ બાબતમાં મારે સત્ય જાહેર કરવું પડે છે કે, તમારા 'રાજય ખટપટ'ના અભ્યાસની ખામીનુંજ આ દર્શન છે. હવે બની ગયેલી બાબતનો પશ્ચાતાપ કરવો નીર્થક છે, તોપણ જો આ બાબત બીજા કોઇ રાજય પ્રપંચ કુશળ, નીચ, લાલચુને હાથ પડી હોત તો, આ પ્રેમી દંપતીનું સત્યાનાશ વાળવામાં ઉપયોગી થાત, અને તેને પરીણામે આ રાજયનું ખેદાન મેદાન થવા સંભવ હતો. પરંતુ આ ભુમી અને મહીલા વંશના સુભાગ્યે આ પ્રસંગ આપણા હાથમાં આવ્યો છે. તો કળાસુરી ! રાજયખટપટ ના અભ્યાસરૂપ પુસ્તકમાં એ પાઠ દાખલ કરશો.

હવે મહારાજાની મુખ મુદ્રાપરથી જણાય છે કે, તે આ ભેદના જાણીતા છે, તેમ રાણી સાહેબ પણ આનંદની ગુહ્ય

ગહેકાવે છે, જેથી એ વાદળ તો વીખરાઈ ગયું. ન્યાય મંદીરનો સખ્ત સમય વીતાવવામાં કદાચ કળાસુરી તમો હાર ખાત, પરંતુ એ વખતે મેં બનતી સેવા બજાવી છે. હવે છેલ્લી અને જોખમી એકજ બાબત રહી છે કે, અનલરાયના કબજા માંથી તે કલંકીત લેખ હાથ કરવો અને તે કામ હું મારા માથાપર ઉઠાવું છું.

**કળાસુરી**—તમે ચંદ્રશેખરપર ઉપકાર કર્યો છે તેથી અને તેમ ન હોત તોપણ તમારી શકિતથી કદાચ એ કાર્ય પાર પાડશોજ. પરતુ આ ભુમીનો વંશપરા માટે એ શત્રુ જાગેલો છે તો આ રાંજયના અને આ રાજયવંશના હીત અર્થે રાજયનીતી આધારે ધર્મયુદ્ધથી તેના રાજયનો પ્રકત અંત લાવવો જોઇએ. એ માટે અહીંથી ચડાઈ લઈ જવા માટે આપણે વીચાર બાંધવાની જરૂર છે.

**શ્યામ**—તેઓ આ રાજયના શત્રુજ થયા હોય, અને તેની વાસનાજ ખરાબ હોય તો, એનો નાશ કરવામાં કાંઇ દોષ નથી, પરંતુ જો તેઓ નીતીથી ભ્રષ્ટ ન થયા હોય અને સરલ બુદ્ધથી સબંધ જાળવી રાખવા જેવા લાયક પાત્ર હોય તો આપણી દોડ અઘડીત છે. તેમાટે હું તમોને નીશ્ચય કરી આપીશ, અને તેપછી રાજય હીત અર્થે ધર્મ યુદ્ધનો આશ્રય લેવો.

**સરધર**—તમારા તરફથી મને સંતોષ છે કે, એ કાર્ય પારજ પડી ગયું એમ હું માનું છું, પરંતુ કદાચ તે નીતી ભ્રષ્ટ અને રાજયના વંશને કંટકરૂપ હોય તો તેની સત્તાનો અંત

લાવવાની ખાસ જરૂર છે. અને એ માટે મને એમ લાગે છે કે, આપણે ચડાઇ કરવીજ પડશે. તો મારો વીચાર છે કે, આપણે મહાન નર ગુણનીધીની તપાસ માટે સૈન્યસહીત કળાધર જાદુગારના રહેઠાણ તરફ જવાનું છે તો એક પંથમાં બે કાર્ય સીધ્ધ કરવા અર્થે આપણા સૈન્યને ત્યાં લઇ જઈ છાવણી નાખવી અને ત્યાંથી શ્યામ તમો જે ખબર મેળવશો તે પ્રમાણે અનુકરણ કરશું. વળી ચડાઈની તૈયારીના ભયથી તે સહેજ કાંઈક નરમ થશે તો આપણે એ ઉપાધીમાંથી મુકત રહેશું. તેમ આપણું મન ઇચ્છીત કાર્ય પાર પાડવું પણ સહેલ થશે

**શ્યામ**—એ આપની સલાહ યોગ્ય છે.

**સરધર**—કેમ કળાસુરી ત્યારે હવે બંદોબસ્ત માટે તમારી શી ઇચ્છા.

**કળાસુરી**—હું તો મારા કાર્યમાં તૈયારજ છું. ફકત આ સલાહની ઐકયતાનીજ ખોટી હતી.

**સરધર**—ત્યારે જેવી તમારી ઈચ્છા.

**કળાશુરી**—કાલ સવારેજ છાવણી ઉઠાવીયે.

**શ્યામ**—ઘણી ખુશીથી.

એટલામાં ટનનનન કરતી ઘંટી વાગી. તે સાંભળતાંજ કળાસુરી એકદમ પોતાની બેઠકેથી બેઠી થઈને બારી પાસેની બીજી દોરી ખેંચીને પાછી પોતાની બેઠકે બેસી ગઇ એટલે નીચેથી એક અમલદાર ઉપર આવી નમન કરીને જણાવ્યું કે. 'આપની આજ્ઞાનુંસાર સર્વે સેના તૈયાર છે, માત્ર આપનીજ ખોટી છે.' એટલું કહીને તે અમલદાર નીચે ઉતરી ગયો.

# ચમત્કાર બીજો.

## બટુકની વાણી.

કુદરતનો ખેલ ન્યારો છે, કુદરતની કળા અતિ ગહન છે. તે જાણી શકવાને આ ક્ષણીક સંસારમાં-આ ચીત્રમય જગતમાં-કોઇ પણ પ્રાણી સમરથ થયું નથી અને થનાર પણ નથી. માણુસ શું ધારે છે, ને શું થાય છે, તે માણુસ માત્ર વીચાર કરતી વેળાએ તે માટે કાંઈ પણ કલ્પના કરી શકતો નથી. અને જો તે પોતાની બુદ્ધીના બળાથી તેવી કલ્પના કરવાને, પોતાની શકતીને અજમાવવા જાય છે તો તે, તેમાં જબરૂં ગોઠું ખાઈ જાય છે. તેવીજ રીતે અલકમંજરીના સંબધમાં મહીલાનો અને કળાસુરીનો આત્મા જબરૂં ગોઠું ખાઇ ગયા હતા. અને તેથી તેઓએ અનલરાયની ઉપર ચઢાઇ લઈ જવાનો નિરણય કર્યો.

અલકમંજરી નિરદોષ છે. અલકમંજરીએ બાળ ચેષ્ઠાથી કે પોતાની મુરખાઈથી અનલરાય ઊંપર પત્ર લખ્યો ન્હોતો. પણ કલાધરના જાલીમ જાદુના પડછાયામાં ઘેરાઇ જવાથીજ બે ભાન બનીને પત્ર લખ્યો હતો. તેનો ખરો ભેદ કોઇપણ જાણી ન શકવાથી તેનો ખરો ભેદ જાણવા માટે, અનલરાયની ઉપર ચઢાઇ લઇ જવાનો ઠેરાવ કરીને તેઓ પોતપોતાના કામે વળગી જવાને હજી ઉત્કંઠીત થયા નથી એટલામાં મ્હેલમાં બલતાં તમામ દીપકો ઓલવાઈ ગયા અને ત્યાં અંધકાર છવાઇ રહ્યો.

આ ચમત્કાર જોતાં તેઓ અજાયબીમાં ડુબી ગયા. અને તે માટે તેઓ કોઈને કંઇ ન કહેતાં એકદ્રષ્ટીથી જોવા લાગ્યા.

ઘડિકમાં તેની આંખો લાલ રંગ, તો ઘડિકમાં પીલો રંગ, તો ઘાડકમાં આસમાની રંગ, તો ઘડીકમાં કાળો રગ જોવા લાગીઓ.

ઘડીકમાં તેની આંખો કૈલાસ, તો ઘડીકમાં તેની આંખો વૈકુંઠ તો ઘડિકમાં તેની આંખો, સ્વર્ગ, તો ઘડીકમાં શશી રવી મંડળ જોવા લાગીઓ.

ઘડીકમાં તેની આંખો, પહાડ, પહાડની ટોંચો, પહાડની આસપાસનાં જંગલો, ઘીચ ઝાડીઓ ઘટાદાર વૃક્ષો અને ઘડીકમાં અગમ નીગમ જોવાને લાગીઓ. પણ તે જોવા જતા ત્યાંજ સમાઇ જવાથી આ ચારે જણીઓની આંખો વીંચાઇ જતા તે ચારે જણીઓ બેભાન બની ગયા. એટલામાં નાચતી, કુદતી, પુષ્પોની વૃષ્ટી કરતી, કંકુના પગલા પાડતી, સુંગધમય વાસના પસરાવતી બહુકની એક અલૌકીક મુરતી તેઓની સમીપ બે હાથની બે હથેલીઓ તેઓની આંખો સામે રાખીને ઊભી, હસ્તે વદને, નીર્મળવાણીથી વદવા લાગી કે, 'અહો ! પ્રેમાળ પ્રતીમાઓ ! ધન્યછે તમારા શુધ્ધ અંતઃકરણનાં શુધ્ધ પ્રેમ અને દ્રઢ શ્રદ્ધાને ! રંગ છે તમારી એકતારી ઐકયતાને ! ઐકયતા શું કરી શકતી નથી ? ધારે તે કરી શકે છે.

હુ તમને જોઇ શકીશ, પણ તમારી અજ્ઞાનતાને લીધે તમે દૈવી શકતીને જોઇ શકશો નહીં, તેમ હું જે કંઇ તમને કહીશ તેટલુંજ તમે સાંભળી શકો તેટલી શકતી મેં તમને અરપેલીછે. તેથી તે તમારા ચીત્તમાં ચોટી રહેશે.

પ્રેમી પ્રતીમાઓ ! કળાધર જાદુગરે જે અખુટ ખજાનો લુટીને એકઠો કરેલ છે, તે અલકમંજરીના ભાગ્યનો છે, અને તે જયારે તેને તેના પગનો સ્પર્શ થશે ત્યારેજ તે ખજાનાની ઉપર બેસાડવામાં આવેલી જાદુઇ ચોકીઓનો થારા થશે એમ કળાધર જાણતો હોવાથી, તેટલા માટે અલકમંજરીને વશ કરવા સારૂં તેણે અનલરાયની મારફતે આ કાવત્રું રચાવ્યું હતું, તે સઘળો પ્રંપચ ગુણનીધીની જ્ઞાન દ્રષ્ટાએ પડવાથી, તે ગુપ્ત ભેદ કોઈના જાણવામાં ન આવે, તેટલા માટે તેણે તે વાત ગુપ્ત રાખીને કળાસુરીને આગળ કરી હતી, અને તેજ વખતે શકતી તેને સહાય કરવાને તેની પાછળ જઈ ઉભી હતી, તે કળાસુરી થોડી જાણતી હતી, તે તો તે વખતે એમજ સમજતી હતી કે કળાધરની મોહજાળમાં ફસાયેલી અલકમંજરીને બચાવીને સરધરની સાથે પરણાવેલી છે, પણ તે કળાસુરી ! તારૂં અભીમાન, તેલની કડાઇમાં પડતી વખતે ઉતરી ગયું હતું ને ? બોલ તે વાત ખરી છે.

**કળાસુરી**–અજ્ઞાન રૂપી તીમીરનો નાશ કરી દીવ્ય ચક્ષુ દેનાર મહા શકતી તે સત્ય છે.

**શકતી**—તે ગુણનીધીએજ ઊતારયુ હતું ને ?

**કળાસુરી**–કેમ ના કહેવાય !

**અલકમંજરી**—અહો સકળ જગતની જનેતા ! કૃપા કરીને મારી શંકાનું સમાધન કરશો ?

**શકતી**—અહો પ્રેમ પ્રતીમાં ! તે વીશે તું નશ્ચીત રહેજે તમારી સઘળાઓની શંકાઓનું નીવારણ કરી, તમને સાવચેત કરવાને આવીછું, તો પછી એ નીષ્કલંકકીત આત્મા ! તારી શંકાઓનુ શા માટે નીવારણ નહીં કરીશ ? બોલ ! તારી શો શંકાઓ છે તે વીદીત કર.

**અલકમંજરી**—મારી માતા ! મારો નાશ કરવાને કેમ તૈયાર થઇ હતી ?

**શકતી**-તે કળાધરના જાલીમ જાદુઈ શકતીના ચક્રમાં વીંટલાઇ જવાથી તેની વૃત્તી તારી વીરૂધ્ધ બદલાઇ જવાથી.

**અલકમંજરી**—તેનો આત્માં તેના ઘરનો ત્યાગ કર્યા પછી મારા પ્રત્યેની તેની બદલાઇ ગયેલી વૃત્તી પાછી શુધ્ધ થઇ મારી તરફ કેમ વળી ?

**શકતી**-અહો અલકમંજરી ! ધન્યછે તે તારા પ્રૌઢ જ્ઞાનને ! તેજ જણાવવાને માટે મને આટલો બધો પરીશ્રમ લેવો પડયો છે. તે શ્રમ સફળ થયો એમ હું માનુંછું. પણ જો ! તેજ તારી માનો આત્માં ! પણ તેને તું ખરો આત્મા માનતી નહીં હો ! પણ તેને તું તેની દુષ્ટ રૂપી વાસનાવાળો પડછાયોજ સમજજે. તેની વૃત્તી તો જેવીને તેવીજછે. અને તે વૃત્તીનું વેર લેવાને માટેજ તે તમને અસત્ય પ્રેમ બતાવી અંહીથી ઘસડી લઈ જઈને કાળના મુખમાં મુકવાને ઇચ્છે છે.

**અલકમંજરી**-ત્રીવીધી તાપ હરતા પરાત્પરા પરમેશ્વરની મહા શકતી! તેમ જો ન હોત તો, તે શામાટે, મહાત્માં ગુણનીધી ને કળાધરની જાદુઇ ગુફામાં મુર્છાગંત થઈ પડેલા માટે અમને સાવચેતજ ન કરત!

**શકતી**-તેમ જો તે ન કરત તો, તેના કહેવા ઉપર તમારો શ્રધ્ધા તેની ઉપર ચોટત?

**કુળાસુરી**-પાપ તાપ અને ગર્વનો નાશ કરનાર અલકની તેજોમય માયા! કદી નહીં. પણ-

**શકતી**-પણ તે શું?

**કુળાસુરી**-પ્રત્યક્ષ પુરાવો.

**શકતી**-તે તમારી સમક્ષજ ખડા છે પુછો તેનેજ.

**કુળાસુરી**-અહો મહીલેશ્વરી! હવે તમે કેમ મૌન્ય ધા રણ કરી બેસી રહયાં છો? કેમ પુછતા નથી તમારી માતાના આત્માને?

**અલકમંજરી**—તમે સાક્ષાત આત્મા કે પવીત્ર કે મલીન વાસના છો? તે સત્ય નહીં કહો?

**વાસના**-હું મલીન વાસના છું.

**શકતી**-તારો તે દુષ્ટ વાસનાનો નાશ કરવાને માટે બદીને પેટે જન્મ લે. બદીને પેટે તારો જન્મ થતાજ, બદી તારો ત્યાગ કરી દેશે, તે જોતાજ નેકી તને ઉપાડી લઇ મ્હોટી કરશે.

શકતીનો આ અવાજ થતાજ તે વાસના રૂપી પડછાયો અલોપ થઇ ગયો. તે જોતાજ અલકમંજરીએ પુછયું કે, 'એ બદી અને નેકી કોણ છે?

શકુતી—એ બે બ્હેનો છે.

અલકમંજરી—તે કયા પ્રદેશમાં રહેછે.

શકુતી—તે કળાધરના પ્રદેશમાં રહી તેની સેવા બજાવે છે.

અલકમંજરી—શી સેવા બજાવે છે.

શકુતી—તે હું બતાવું છું, તમે બધા જુઓ.



**અલકમંજરી**-અહો કરૂણાળી શકતી ! એ બહીના હાથમાં જે પોથો છે તે શાનો છે.

**શકતી**—તે કળાધરની, કળાધરની શકતીની, કળાધરની યાંત્રીક તાંત્રીક કળાનો અને તેની માયીક ગુફાનો નાશ કરનારોજ પોથો છે.

**અલકમંજરી**-શું તે પોથો મહાત્માં ગુણુનીધીના હાથમાં આવશે ખરો કે ?

**શકતી**-તું જયારે તારા પતીની સાથે કળાધરની ગુફાને ઘેરો ઘાલીને પડો, તે વખતે, તે માટે કળાસુરીને પુછજે, એટલે તે, તને તે બધુએ બતાવશે ?

**અલકમંજરી**—શું તે બધુએ કળાસુરી જાણે છે ?

**શકતી**-હા તે જાણે છે.

**કળાસુરી**-અંતર અને બહારનો ભાવ જાણનારી મહા શકતી ! તમે કહો છો તેમ હું અવશ્ય બતાવીશ અને કહીશ, પણ જે શંકરે કળાધરને જ્ઞાનનો પ્યાલો આપેલ છે, તે પ્યાલાને કળાધરને ન પીવા દેતા, તેની કનેથી છીનવી લઈને નેકીએ પોતાની પાસે રાખેલ છે તે કોને પાવો ? અને તેની પાસેથી કેમ મેળવવો ?

**શકતી**-તે સરોવર સુંદરીનો દંડ લઈને તને આપશે, અને તે તું લઈને અલકમંજરીને આપજે, અને તે લઈને કંદ્રાને આપશે, તે કંદ્રા લઇને તે પોતાની મતીનુસારે ગુણીનીધીના મંડળને પાસે. હવે હું તમને કહું છું કે, સરોવરની સુંદરી, કોકાલા અને શ્રી

રગા, શ્રીદેવી તથા કંપ. એ સઘળીઓ શકતીની આજ્ઞા પ્રમાણે વરતી, કળાધરના જાદુઇ પ્રદેશ તરફ આવવા નીકળી ચુકીયો છે, તેણીઓની સત્તા જબરદસ્ત છે, તેને તમે માગધ દેશમાં જવા ન દેતા, સર્વ પ્રકારની સમજુતી આપી તમારી મદદે લેજો. અને તમે સર્વે કનક પ્રદેશને ચોતરફથી ઘેરી લઇ તેનો નાશ કરવાને તેની ઊપર તુટી પડજો, અંદરથી ગુણનીધી અને સરોવરની સુંદરીના પંચ દંડો યુધ્ધ ચલાવશે. પણ જો જો ! કળાધર નહાસી ન જાય ! તે જેવો તેવો બળવાન નથી, તે એક બેના બળથી ડગવાનો નથી. જ્યારે ચોતરફથી એકઠા થયેલા સામટા બળથી પણ કદાચ તે તમારા હાથમાં આવી શકે. અને તેની મહોટી ફોજનો નાશ કરવા માટે અજીત લ્હેર અને નટવર અનલનગરી અને તેના રાજાને કેદ કરીને તમને મદદ કરશે. તમારે ત્યાં ચઢાઈ લઈ જવી નહીં, જે કાગળ માટે તમને ભય હતો, તે કાગળ નટવરસીંહ જે કનકાવતી નગરીનો ખરો હકદાર છે, તે સરધરના હાથમાં લાવીને આપશે. તે ગુણનીધીનો મીત્રછે. સરધર ! એ સરધર ! તારે કંઇ પુછવાનું છે ?

**સરધર**—આપ સકળ જગતના હીતચીંતક ને ભકત વત્સલ અને અંતરયામી છો. તો પછી હું શું કહેવાનો હતો. અમે તમને જ પ્રાણદાતા અને શ્રેય કરતા સમજીએ છઇયે. તમારી કૃપાળુ લાગણીથી અમે સર્વત્ર જય મેળવેળો છે, અને હજી પણ મેળ વશું. પણ તમો કહો છો કે કદાચ કળાધર ભાગી ન જાય તેટલ માટે ભય બતાવો છો, તો પછી વીલાસ સુંદરીનો છુટકો કેમ થશે ?

શકતા-વીલાસ સુંદરી અને તે સીવાય બીજીઓ અને બીજાઓનો છુટકો થયા પછી, અને તેનો જાદુઇ ગુફાઓ હાથમાં



હવે આ બાળકને સાંચવું કે તે પ્યાલાને ! તેના વીચારમાં ડુબેલા નકા.

આવ્યા પછી કદાચ ભાગી જાય. તો પણ શું ! ભાગીને તે કયાં જવાનો હતો ? જરાક તમને મહેનત પડશે ?

**સરધર**-તેની સાથે તમને નહીં પડે.

**શકતી**—હા. તેને માટે ચોગમ ફરવું તો પડશે.

**સરધર** તેમ ફરવું નહીં પડે તેમ કેમ કરતા નથી ?

**શકતી**—તેમ કરવા જતાં વીધીના લેખ ઊપર મેખ પડેછે.

**અલકમંજરી**—આપને એકાદ સવાલ પુછવાની જીજ્ઞાસા થઇ છે તે જો આપ તૃપ્ત કરોતો કહું.

**શકતી**—નીર્ભયતાથી કહે.

**અલકમંજરી**—બદીને પેટે મારી માતાનો જન્મ થઇ ચુકો કે ?

**શકતી**-હા. તે તું જો. તે બતાવતાજ તે શકતી અલોપ થઇ ગઈ.

નેકીના પગ આગળ પડેલી બાળકરૂપે પોતાની માતાને અને ઉંડા વીચારમાં ગુમ થઈ ગયેલી નેકીને જોતાજ અલકમંજરી પોતાની જગાએથી જબરૂં ગોઠું ખાઇ નીચે પડી ગઇ. તે જોઇ સરધર અને કળાસુરી તેની સારવાર કરી સચેત કરી. વળતે દીવસે મ્હોટી ફોજ લઈને કળાધરની ઉપર ઘેરો ઘાલવાને નીકળ્યો.



## આઠમો ભાગ છપાય છે ?



## લગભગ જુલાઇ માસની અધવચમાં બહાર પડશે.



### પુસ્તકો મલવાના ઠેકાણાં :—

વશનજી પરમાણંદ—કાલબાદેવી

નરસીંદાસ જેરામ—ગુલાલવાડી

પ્રેમચંદ હઠીસીંગ—ત્રાંબાકાટા

વસનજી હરીરામ—મસીદ બંદર

ઈસમાલજી કરીમભાઈ મકરા બુકસેલર કાલબાદેવી.

જોશી નારાણજી ગાંગજી બુકસેલર કાલબાદેવી.

એચ. એસ. હરી. બુકસેલર ફોકલેંડ રોડ.

### અમદાવાદ

મહાદેવ રામચંદ્ર—ત્રણ દરવાજા

સાકરલાલ બલાખીદાસ—રીચીરોડ

અને તે સીવાય તમામ બુકસેલરોને ત્યાંથી મલશે.